# મકસદે હકીકત.

રચનાર.
જુમાભાઈ અલીભાઇ સુરતવાળા—શ્રી દાંડા વાંદરા

છપાવી પ્રસિદ્ધ કરનાર
ઇસ્માઇલી લીટરેચર સોસાઇટી
સેક્રેટરી,
વીરજી પ્રેમજી પારપીઆ.

ઇસમાઇલી લીટરેચર સોસાઇટીની ઓફીસ
ધી ખોજા સિંધી પ્રીંટીંગ પ્રેસ.
૧૧૬ પાલખી મોહોલા, મુંબઇ.—૯

ઈ. સ. ૧૯૧૩.  હી. સ. ૧૩૩૧

કિંમત આઠ આના.

આ પુસ્તક નં૦ ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર,
લેડી નોર્થકોટ હિંદુ ઓરફનેજ, કે. એન. સેલર
પ્રીંટીંગ પ્રેસમાં, **ધોંડીબા નારાયણ વનારસેએ**
છાપ્યું છે.

# અર્પણ પત્રિકા.

પ્રિય દતપુત્ર, વાહલા ફરજંદ

**પીરમહમદભાઇ પુંજા**

ધર્મ શાસ્ત્ર તથા ખુદા શનાસીની રાહમાં પચાશ વરસના મારા જાતિ અનુભવના ફળ તરીકે આ "**મકસદે હકીકત**"નામનું પુસ્તક રચવા હું ભાગ્યશાળી થયો છુ.

મારા ઇનસાફી દીનબંધુઓ મારા અદના અનુભવમાંથી ઘટતો સાર તત્વ કાઢી, ખુદાઇ રાહમાં પોતાનો રસ્તો અખતીયાર કરે, એવી ઉત્કંઠા સાથે **ઇસમાઇલી લીટરેચર સોસાઇટી** મારફતે આ પુસ્તક પ્રગટ કરાવવા મેં કોશેશ કરી છે.

લાંબા વખતના મારા અનુભવ તથા કોશેશના ફળ રૂપે હસ્તીમાં આવેલું આ પુસ્તક અસંખ્ય દુઆ સાથે તથા ખરા અતઃકરણથી હું તમોને અર્પણ કરૂં છું.

હું છું.

તમારો ખેરખાહ

**જુમાભાઇ અલીભાઇ**

ગ્રંથ કર્ત્તા

# પ્રસ્તાવના.

આશરે અરધી સદી એટલે પચાશ વરસની લાંબી શોધ ખોળ તથા દુનીઆના જુદા જુદા ધર્મ, મત મતાંતરના ઉંડા અભ્યાસને પરિણામે અને મારા જાતિ અનુભવના ફળ તરીકે કેટલુંક લખાણ કરી ઈ. સ. ૧૯૧૦ ની સાલમાં પાક ઇસમાઇલી દીન સંબંધી જાણીતા પુસ્તક કર્ત્તા મી. હાશમભાઇ બોઘા માસ્તર પાસે તે લખાણ મેં રજુ કર્યું હતું, અને તેઓના મત પ્રમાણે જો મારૂં લખાણ ઇસમાઇલી દીનદારોને, સત્યપંથ, ખુદાઈ રસ્તો અખતીયાર કરવામાં ઉપયોગી થઇ પડે એવું જણાય તો એ લખાણને પ્રસિદ્ધિમાં લાવવા મેં તેઓની મદદ ચાહી હતી.

મી. હાશમભાઇ બોઘા માસ્તરે મારા લખાણનો ઘટતો તોલ કર્યો હતો અને મારૂં લખાણ ઈસમાઈલી દીનબંધુઓને ધાર્મિક રાહમાં સીધે રસ્તે દોરવવા ઘણું ઉપયોગી થઇ પડશે, એવા નકી નિર્ણય ઉપર તેઓ આવી શક્યા હતા. મારી ઇચ્છાને માન આપીને જમાનાને અનુસરતો ઘટતો સુધારો વધારો પોતા તરફથી કરીને પોતાને હીસાબે અને જોખમે "જવહરે હકીકત" ના નામથી પુસ્તક પ્રગટ કરવા તેઓએ હિંમત બાંધી હતી. એ પુસ્તકની લગભગ નવેસરની રચનાનું કામ, છાપાખાનામાં છપાવવાનું કામ, વગેરે બાબતોમાં પોતાનો છ માસનો અમુલ્ય વખત રોકી તેનો કાંઇ પણ બદલો અવેજ પુસ્તક ઉપર ચાર્જ નહીં કરતાં પોતાની લાંબા વખતની મહેનત વકફ અર્પણ કરી ફક્ત મુદલ ભાવથી આપણા દીનદારોને તેઓએ બે હજાર પુસ્તકો પુરાં પાડયાં હતા. આવી રીતે એક તરફથી આપણા દીનદારોના આશિર્વાદ તથા બીજી તરફથી મારા રૂહનો સંતોષ મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા.

મારૂં લખાણુ આપણા દીન બંધુઓને ઘણુંજ પસંદ પડયું છે, અને ખુદાઇ રસ્તાની શોધ ખોળમાં અતિ ઉપયોગી તેઓએ માન્યું છે, એવું મારા સાંભળવામાં આવતાં, મારા અનુભવનું બીજું ફળ, "મકસદે-હકીકત" નામનું આ પુસ્તક તૈયાર કરી, તેને પ્રસિદ્ધિમાં લાવવા કેવાં પગલાં લેવાં, તેના ખીઆલમાં હું અહોનિશ રહેતો હતો, કારણુ કે, મારૂં રહેઠાણુ મુંબઇથી ઉપર ગામડામાં હોઇ, ત્યાં પ્રીંટીંગ પ્રેસ જેવાં કાંઇ સાધન નથી, તેમ પુસ્તક પ્રગટ કરવાને અનુસરતી સંસારીક સ્થિતિમાં હોવા હું ભાગ્યશાળી નથી.

મારા જાણુવામાં આવ્યું કે મુંબઇમાં "ઇસમાઇલી લીટરેચર સોસાઇટી" નામે એક સંસ્થા, શીઆ ઇમામી ઇસમાઇલી દીનદારોમાં સ્થાપવામાં આવી છે, અને ઇસમાઇલી વિદ્વાનોને ઉત્તેજન આપી, તેઓના લખાણુ મેળવવાં, સોસાઇટીને ખરચે તે પુસ્તકો છપાવવાં, અને મુદ્દલ ભાવથી તે પુસ્તકો ઇસમાઇલી દીન બંધુઓને પુરાં પાડવાં, એ ખાસ હેતુ એ સોસાઇટી ધરાવે છે, ફકત સાંભળીને મારા જાણુવામાં આવ્યું એટલુંજ નહીં, પણુ ઇસમાઇલી વિદ્વાનોને વિદ્યા સાહિત્યના ક્ષેત્રમાં ઉત્તેજન આપીને, એ સોસાઇટીએ કેટલાંક પુસ્તકો છપાવી પ્રગટ કીધેલાં છે, તે મેં નજરો નજર નિહાળ્યાં હતાં.

આ "મકસદે હકીકત" નું પુસ્તક પ્રગટ કરી આપવા માટે, ઇસમાઇલી લીટરેચર સોસાઇટી ની કારોબારી મંડળી પાસે મેં મારી ઇચ્છા દર્શાવી હતી. એ સોસાઇટીની કારોબારી મંડળીએ મારા પુસ્તકની રચના દીન ઉપયોગી ધારીને એ પુસ્તકને સોસાઇટી મારફતે પ્રસિદ્ધિ આપવા મદદ આપી, એટલુંજ નહીં, પણુ એ પુસ્તકની રચનાની મારી મહેનતનાં અવેજમાં, તેઓએ એ સોસાઇટીના "સપોરટર" ની માનવંતી ટીપમાં મારૂં નામ દાખલ કરવા વિવેક વાપરી, મારી ધારણા કરતાં, મને વધારે ઉતેજન આપ્યું હતું.

આપણા રાહનુમા પાક મુરશીદ હાજર ઇમામ મૌલાના આગા સુલતાન મહમદશાહ જી. સી. એસ. આઈ. ની ખાતુની મદદ તથા તૌફીકથી આ પુસ્તક પ્રસિધ્ધિમાં આવવાનું કામ સંપૂર્ણતાએ પહોંચ્યું છે એમ સમજીને એ પાક નુરે ઇલાહીના શુકરાના અદા કરૂં છું

ઇસમાઈલી દીનસંબધી જાણીતા ગ્રંથકર્ત્તા મી. હાશમભાઈ બોઘા માસ્તરે મારા લખાણુને પ્રસિદ્ધિમાં લાવવા તદન નિષ્કામ વૃતિથી, પહેલ વહેલાં પ્રયાસ કરી, મને આગળ વધવાને ઉતેજન આપી, મારો રસ્તો મોકળો કરી આપ્યો છે અને મારા આ પુસ્તકના લખાણુને શુદ્ધ કરી યોગ્ય સ્થળે પોતાતરફનું કેટલુંક ઉપયોગી લખાણ ઉમેરી આપીને મારાં લખાણુને પુસ્તકના આકારમાં બનાવી આપ્યું છે તેમને ખરા દિલથી અસંખ્ય દુઆ આશોશ આપું છું.

ઇસમાઇલી લીટરેચર સોસાઇટી, જે સંસ્થાની મારફતે, "મકસદે હકીકત" નામનું મારૂં આ પુસ્તક છપાઇ બહાર પડયું છે, તેની કારોબારી કમીટી, પેટ્રન, વાઈસ પેટ્રન, સપોરટરો, લાઇફ મેમ્બરો તથા મદદગારો સરવેનો ઉપકાર માનું છું, અને ઇછુંછું કે, મારા જેવા અસંખ્ય લેખકોને, આગળ વધવાનું ઉતેજન આપવા, તથા ઇસમાઇલી દીન સાહિત્યનો ઝુંડો મજબુત રીતે હાથમાં ધરી રાખવા, ખુદાવંદ તાલા મજકુર સોસાઇટીને અચળ હિંમત તથા પુરતાં સાધન બખશે.

જુમાભાઇ અલીભાઈ સુરતવાળા—શ્રી દાંડા વાંદરા

પુસ્તક કર્ત્તા

# યા અલી મદદ



## બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

### મદદે મૌલા વ પંજતન પાક.



## યા હાજર ઈમામ, મુરતઝા અલી.



આ ગ્રંથકર્ત્તા, સૌથી પહેલાં, પોતાના સાચા સતગુરૂને શરણે જઇ, ખુદાવંદ તાલા જલ્લ શાનહુ, ખુદાવંદ તાલાના રસુલે કરીમ, ખાતેમુલ અંબીઆ વલ મુરસલીન, **નબી મહમ્મદ મુસ્તફા**, સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમ, સાથે કુલ પંજતને પાક સાહેબો, તેમજ, એજ અવિચળ નુરે **મુરતઝા અલી**, મૌલાના **હાજર ઇમામ**, હાદી-યુલ મહદી, સાહેબુલ અમર, ખુદાવંદ સરકાર, આગા શાહ **સુલતાન મહમદ શાહ**, જી. સી. એસ. આઇ. સરવેના તારીફ તથા વખાણ કરી, પુસ્તક રચનામાં, તેઓની બાતુની સહાયતાની ઉમેદ સાથે, આ પુસ્તકનો આરંભ કરે છે.

અએ હકીકતી મોમીન ભાઇઓ, કુલ ખલકતનો સરજનહાર, જેણે પોતાની કુદરતે કામેલાથી, આ ફાની દુનીયામાં અનેક પ્રકારના ગુલ અને બુટા ઉત્પન કરેલા છે, જેની જાતે પાકને આલમે મલકુતમાં

અરવાહોએ સીજદો કરેલો છે, તે ખુદાવંદે કરીમુલ બાદશાહ, તેઓના રસુલે બર હક, સાથે કુલ પંજતન પાક સાહેબો તથા દશમા નકલંકી અવતાર, વિષ્ણુ વર દાતાર, મૌલાના **શ્રી ઇસલામશાહ**, પશ્ચિમ દેશમાં માનખા વેશે, ખંડ એરાકમાં, શાહ **મૌલા મુરતઝા અલીના** પાક નુરમાંથી, અવતાર ધારણ કરી, ઈમામતના તખ્ત પર બીરાજમાન થયા હતા, તે મૌલાનું પાક અવિચળ નુર અને ઇલમ, હાલમાં ધરાવનાર **હાજર ઈમામ**, મુરતઝા અલી, હાદીયુલ મહદી, સાહેબુલ અમર, ખુદાવંદ સરકાર, હક મૌલાના, આગા **સુલતાન મહમદ શાહ** દાતાર, અનંત ક્રોડીઉં તારણહાર, સરવે હકીકતી સતપંથી દીનદારના અરવાહોને, ભવબંધનમાંથી મુક્ત કરી, અસલ મકાને પહોંચાડે—

આમીન



# હદીસ મુબારક.

ઝૈયનુ મજાલસ કુમ, બી ઝીકરે અલી બીન અબી તાલેબ, ફઇન્ના ઝીકર હુ ઝીકરી, વ ઝીકરી, ઝીકરૂલ્લાહુ.

આપણા અવ્વલ પીર, હજરત નબી મહમદ મુસ્તફા, સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમે, પોતાની ઝબાને મુબારકથી, ફરમાન મુબારકમાં ફરમાવ્યું છે કે,

" તમે કોઇપણ તરેહની ઈલિમ ઇબાદતની મજલસ કે બેઠક કરો, તેમાં સૌથી પેહેલાં, મૌલા મુરતઝાઅલીનું ઝીકર કરો, કેમ કે, મૌલા મુરતઝાઅલીનું ઝીકર તથા વખાણ તે તે મારૂં ઝીકર અને વખાણ છે, અને, અમારા ઝીકર તથા વખાણ, આપણા કરણહાર કીરતારના ઝીકર તથા વખાણ બરાબર છે. "

# કલામે પીર.

—:o:—

યા શાહ જી, ત્રી ત્રી લોકાં ધર, અલી એક વડો સ્વામી,
દુજા હાથે નહીં તેરે કોઇ
યા શાહજી, આસન કરીને, જુગ માંહે ભલે બેઠા
સચો કીલતાર કરીએ સે સભ હોઇ
મુજા સ્વામી રાજા, રીદા મું હ, મ લુદાઇએ
મીઠા શાહ, કીરીયામું, મ વીણાશીએ

યા અલી, દિયે તું દાતાર, પ્રીત, તોજે જ્ઞાન ધ્યાનસું
યા ઇલાહી, તેરે નામસું, મોરો મન બાંધ્યો,
બાંધ્યો, સો શાહ, આપનડે પીરસાદે પીરસાદ કરે, ધન મહાદેવજી
યા અલી, દતુઅડા, અલી, જીવડાએ નીસતારીએ, મુજા સ્વામીરાજા ]

આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફાના વારામાં, બંને જહાનના બાદશાહ ખુદાવંદ મૌલા મુરતઝા અલી, માનવી સ્વરૂપે પ્રગટ થયા હતા, તેથી આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફા એ હજરત મૌલા મુરતઝા અલીના વખાણ અને ઝીકર કરવા માટે, હદીસ ફરમાવી હતી.

હજરત મૌલા મુરતઝા અલીનો ઇશ્વરી અવતાર, મનુષ્ય રૂપમાં જાહેર થયો હતો, તેથી મનુષ્ય જાતિના સામાન્ય કાયદા પ્રમાણે, તેઓ પોતાના જીસમી દેહનો ત્યાગ કરી, ઈમામતનો જામો, આ ફાની દુનીઆમાંથી સફારી ગયા, તોપણ, પોતાના નુરધારી ઇમામ વગર, આપણને મુકી ગયા નથી. તેઓએ ઇમામતનું પાક અને ઇશ્વરી અવિચળ નુર તથા ઇલમ હજરત ઇમામ હુસેન સાહેબને બખશ્યું, અને તે રૂપમાં જાહેર થયા. ત્યારપછી, એ પાક અવિચળ ઇશ્વરી નુર અને ઇલમ, હક મૌલાના શાહ ઇસમાઇલ, મેહદી મહમદ, શાહ નીઝાર, શાહ શમસદીન મહમદ, શાહ ઈસલામ શાહ તથા, બીજા જુદા જુદા સ્વરૂપમાં, હાલ સુધી, કુલ અડતાલીશ જામામાં રોશન થયું છે. હાલ આપણા જમાનામાં, એ મૌલા મુરતઝા અલીનું પાક અવિચળ ઇશ્વરી નુર તથા ઇલમ, આપણા સરતાજ હાજર ઇમામ હાદીયુલ, મહદી, સાહેબુલ અમર, અનંત ક્રોડી આધાર, હક મૌલાના, આગા સુલતાન મહમદશાહ દાતારના શાહી જામામાં જલવાગર થઈ રહ્યું છે, તેથી, એ મૌલાના વખાણ તથા ઝીકરમાં આપણે અહોનિશ જાગૃત રહેવું જોઇએ.

# લખનારની અરજ વિનતિ.

સુલતાને મહુમ્મદ, દીનાનાથ દયાળ દામોદરનો છું દાસ
આવ્યો છું શરણ તમારે, યા મૌલા, મનમાં રાખી તમારી આશ
દુનીઆમાં નુરે ઇલાહી તમોને દીઠા, ફરી ફરી કરી તપાસ
તે સારૂ હું તમને ભજું છું, દિલમાં પુરણ રાખી વિશ્વાસ
આલે નબી, અવલાદે અલી છો, અહુલે બૈતે રસુલ
દાદા દુનીયામાં હૈદરે સફદર, દાદી ઝોહુરા બતુલ

---

# નિરંજન નિરાકારમાંથી સાકારરૂપ

વાહલા શીઆ ઈમામી ઈસમાઈલી દીનબંધુઓ, આપણા બુઝરગાને દીનના પાક ફરમાન મુબારક પરથી, બીજાઓના ધર્મ શાસ્રો પરથી, અને તર્ક શકતિના જ્ઞાન પરથી, જાણવાને બની આવે છે કે, આ સૃષ્ટિની ઉત્પતિ પહેલાં, ખુદાવંદ તાલાની જાત પાક, નિરંજન નિરાકાર, નુર સ્વરૂપી હતી, ત્યારે, તે "વહદહુ, લાશરીક લહુ" એટલે, કોઇ પણ જોડીદાર વગર, તદન એકલોજ હતો.

# કલામે પીર

—❀:૦:❀—

તુંહી ગુર, તુંહી નર, તુંહી અભી યા શાહ
સેવા તમારી હમે કીજે, હો સ્વામીજી

તુજ બીના, હમકું, નીંદ ન આવે
ન ભાવે અન, ન પાણી, હો સ્વામીજી

એક અંધારી, ને એક દીદારી
એકને મારગ ન સુજે, હો સ્વામીજી

કલપ ધંધુકારે, રચણી રચાઇ
તીસ દીન, તું, એક ઇલાહી, હો સ્વામીજી

આ કલામે પીરમાં, આપણા સતગુરૂ ફરમાવેછે કે, પ્રથમ આપણા કરણહાર કીરતારની જાત પાક સિવાય, બીજું કાંઇપણ નહોતું. એ પાક પરવરદીગારે પોતાના પાક નિરંજન નિરાકાર નુરમાંથી સાકારી સ્વરૂપ ધારણ કીધું, અને પોતાના પાક નુરમાંથી, સૃષ્ટિ ગુરૂ બ્રહ્મા, નબી મહમદ મુસ્તફા, સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમને ઉત્પન કરી, ધંધુકારની રચના કરી.

———

# કલામે પીર.

—❀:૦:❀—

પહેલાં, સુરીજન, નિરંજન હોતા
આદ અંત માંહે, તેજજ હોતા

પેહેલે, અપના પીંડ ઉપાયા
સો તન માંહેથી, નુર નીપાયા
સોઇ નુરકા, સતગુરૂ હુઆ
તબ પીછે, સબ રચના કીયા
આદ નિરંજન પ્રગટ હુએ
તબ થા, તેજ ધંધુકાર
તીન દેવ તો, પ્રગટ હુએ
શકિત રૂપે, રચેઓ સંસાર

અગર કોઇ સવાલ કરે કે, સૃષ્ટિની ઉત્પત્તિ વખતે, મુસલમાની ગ્રંથો જોતાં "પંજતન" અને હિંદુ ધર્મશાસ્ત્ર જોતાં "ત્રિ મુરત" અને, ચોથી "શકિત" મળીને "ચાર તન" થાય છે, એ કેમ છે? આ સવાલનો જવાબ આ પ્રમાણે છે કે, ત્રિ મુરત" માં એક, વિષ્ણુ વર દાતાર, આપ રૂપ ભગવાન છે. બીજા, સૃષ્ટિ ગુરૂ, ગુર બ્રહ્માજી છે, અને ત્રીજા, મહેશ્વર એટલે મહાદેવ છે. જનાબે પંજતન પાક સાહેબોમાં એક, હજરત મૌલા મુરતઝા અલી, તથા બીજા હજરત ઇમામ હુસેન, શાહી જામાના પેહેલા તથા બીજા મુસ્તકર ઇમામ, એકજ નુર હતું. જનાબે પંજતન પાક સાહેબોમાં, હજરત નબી મહમદ મુસ્તફા, સલ્લ લાહો અલૈહી વ સલ્લમ તથા હજરત ઇમામ હસન અવ્વલ તથા દુયમ પીર, મુરતઉદા ઇમામ, એકજ નુર હતું. આદ શક્તિ, તે બીબી ફાતમત ઝોહરા, ખાતુને જન્નત છે.

"અલ્લાહ" શબ્દમાં. બે અલીફ છે, તે હજરત મૌલા મુરતઝાઅલી તથા હજરત ઇમામ હુસેન, બે શાહી જામાના બે અલીફ છે. "અલ્લાહ" શબ્દમાં બે લામ છે, તે હજરત નબી મહમદ મુસ્તફા, સલ્લ લ્લાહો અલૈહી વ

સલ્લમ તથા હજરત ઇમામ હુસન, એ પીરાતનના જામાના બે લામ છે, એટલે, ઇસલામ સતપંથનો રસ્તો દેખાડનાર ગુર બ્રહ્મા છે, "અલ્લાહુ" શબ્દમાં, "હુએ" છે, તે બીબી ફાતમત ઝોહરા છે. આ પ્રમાણે, અલ્લાહનું નિરંજન સ્વરૂપ, કુતુબી તારામાં પંજેતન પાકના સાકાર સ્વરૂપમાં, જાહેર થયું. "ત્રિ મુરત" માં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર, એટલે હજરત આદમ, ( એ પણ હજરત ઇમામ હસનનું નુર હતું. ) તથા આદ શકિત મળીને ચાર તન, અને, પંજતન પાકમાં, હજરત મૌલા મુરતઝા અલી, નબી મહમદ મુસ્તફા, હજરત ઇમામ હુસેન, હજરત ઇમામ હુસન, તથા બીબી ફાતમત ઝોહરા, એ પાંચ તન, નિરંજન નિરાકાર ખુદાવંદતાલાના એજ સાકાર, સ્વરૂપ છે.

ખુદાવંદતાલાએ, સરવેથી પેહેલાં, પોતાના નુરમાંથી, સતગુરૂ બ્રહ્મા, નુરે નબી પેદા કર્યું, તેની ખબર કલામે પીરમાં આપેલી છે.

---

# કલામે પીર.



સતગુરૂ કહેરે, નુરે મીંદર સમારીઆં
અને નુરે રચ્યો આસમાન
તે નુરમાંહેથી નુર પ્રગટીઆ
તેનું "સતગુર" ધરીઉં નામરે, ભાઈ

# કલામે શાએર.



ઉસી નુરસે, નુર જો ટપકા
ઉસી નુરસે, થા વોહ નુર
ઉસી નુરસે, રસુલ હમારા
સુનતા જા, ઉસકા મઝકુર
ન થે મલાએક, ન થે ફીરશ્તેહ,
ન થી પરી ગીલમાનો હુર
ચરીંદ પરીંદ કુછ ભી, નહીં થે
નુરી નુરમેં વોહ થા ભરપુર

---

# બીજું કલામે શાએર

ચલ કુચકા મકાન બનાહે
બાઝાર બના હુએ હક્કાની
નુર નબીકા હુઆ હુએ રોશન
કુતુબ તારેમેં નીશાની

આપણા કરણહાર કીરતારે, કુતુબ તારામાં નુરે મહમ્મદી પેદા કરી રાખ્યું હતું, તે કુતુબ તારો સીતેર હજાર વરસ સુધી ઉગતો રહેતો હતો, અને સીતેર હજાર વરસ સુધી આથમેલો રહેતો હતો, એવા અનેક જુગ સુધી એ કુતુબી તારો ઉગતો આથમતો હતો, તેની ખબર કલામે પીરમાં આપેલી છે,

# કલામે પીર

કીતેક જુગ તો સીતારા રહીઆ
ઉસકા ભેદ કીન્ને ન લીઆ
સીતેર સહસ્ત્ર બરસ જો હોઇ
ઉપસે સીતારા અગોચર હોઇ

ખુદાવંદ તાલાએ કુતુબી તારામાં કુલ જનાએ પંજતન પાક સાહેબોને, એક તન બનાવી, તેઓનું નુર કુતુબી તારામાં રાખ્યું હતું, તે વિષે કલામે પીરમાં ખબર આપેલ છે.

# કલામે પીર

(તાં મુનીવર ભાઇ)

આપણા માથા મુબારકના, નબી મહુમ્મદ મુસ્તફા કર્યા
અને મૌલા અલી પોતે, અલી અવતાર
સીનો મુબારક, હજરત બીબી ફાતમા
અને નુર ચશ્મ બે તેના, હજરત ઇમામ હસન હુસેન દીલદાર.

# કલામે શાએર

થા નામે અલી, શમ્સો કમરસે પહેલે
પૈદા હુએથે અલી, જીન્નો બશરસે પહેલે

ઝ૮૧૯



હૈરાન હુએ ખલકતે બની આદમ
પૈદા હુઆ ફરઝંદ, પીદર સે પહેલે
તશરીફ નુર સે. અભી, આદમ ન થે કમાલ
મૌજુદ થે ઝમાનેમેં, સુલતાને ખુશ ખીસાલ

હૈદરે કર્રાર સાહેબે ઝુલફીકાર, હજરત મૌલા મુરતઝા અલીએ પોતાના અવિચળ નુરમાંથી નુરે નબી પેદા કીધું, અને તેમાંથી સરવે જગતની રચના થઇ, તે વિષે એક કવિ લખી ગયો છે કે,

---

## કલામે શાએર

---

ઇશ્ક વોહી, ઔર મુશ્ક વોહી
ઔર વોહી નુર સબમેં ફુલા—૧
વોહી હૈદર, વોહી કૈય્યુમ,
ઔર, વોહી જગતકા હૈ દુલ્લા—૨
હુર, મલાએક, પરી દેવમેં
એકજ વોહી, સબમેં ઝુલા—૩
નહીં રૂતબા ઇતના હુએ કીસીકા
કયું શાએર દીલમેં તું ભુલા—૪
જલ્લ જલાલ, ઔર શાન વોહીં
હુર શઇમેં હુએગી ઉસકી ચમક—૫
"કુલ્લો શેઇન કદીર" વોહી
આફતાબમેં ઉસકી હુએ ધમક—૬
લા મકાન મેં, મકાન ઉસકા
મત ભુલ દીલમેં, અબ તલક—૭
કીઆ નુરસે હબીબ અપના
હબીબસે હુએ, હુરો મલક—૮

# ફરમાન મુબારક



સડતાલીશમા ઇસમાઇલી ઇમામ, હક મૌલાના આગા અલીશાહ, દાતાર, અલૈહી સલવાતો સલામ, તેઓએ પોતાની ઝબાને મુબારકથી, ફરમાન મુબારકમાં ફરમાવ્યું કે, "હજરત મૌલા મુરતઝા અલી સરવે ચીજોમાં મૌજુદ છે. જેમ આપણામાં એ મૌલા નુર સ્વરૂપે મૌજુદ છે, તેમ અઢાર ભાર વનસ્પતિમાં પણ એ મૌલા મૌજુદ છે. આ સઘળી સૃષ્ટિમાં એ મૌલા ભરપુર હોવા છતાં, વળી પોતાનું જીસમાની શરીર નિરાળું કરી, પોતાના ભક્તોનું સંરક્ષણ તથા તારણ કરે છે, અને અસુરો કાફરોને પાયમાલ કરી ભુમિનો ભાર ઉતારે છે."

અગર કોઇ સવાલ કરે કે, એ મૌલા નુર સ્વરૂપી છે, એ વાત અમે કબુલ કરીએ છીએ, પણ આ કુલ મંડાણનો સરજનહાર, આપ રૂપ કીરતાર, ખુદાવંદ કરીમુલ બંદશાહ ઘણો મોટો છે તેઓને અરબી ભાષામાં "અલ્લાહુ અકબર" કહેવામાં આવે છે, તેમ આપણે પણ તેને "અલીયુલ અઝીમ" એટલે તે અલી ઘણો મોટો છે, એ પ્રમાણે કહીએ છીએ, તે ખુદાવંદ સરવે સૃષ્ટિમાં સચરાચર ભરપુર હોવા છતાં એક સ્થૂળ શરીરમાં કેમ સમાઇ શકે? આ સવાલના જવાબમાં નીચે લખેલા દ્રષ્ટાંતો આપવામાં આવે છે.

# હજરત જીબરાઇલ અલૈહીસ સલામનું વર્ણન

"હીમલએ હૈદરી" નામના ઇસલામી ગ્રંથમાં લખેલું છે કે આપણા અવ્વલ પીર, નબી મહુમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમને નબુવત મળી તે અગાઉ, તેઓ એક પહાડની ગુફામાં બેસી, કરણહાર કીરતારની ઇબાદત બંદગી કરતા હતા. જેમ જેમ તેઓને નબુવત મળવાનો વખત પાસે આવતો ગયો, તેમ તેમ, અઢારભાર વનસ્પતિ વગેરે સરવે તેઓને સલામ કરવા લાગ્યા. એ વાત તેઓએ આપણી માતુશ્રી બીબી ખતીજતુલ કુબરા પાસે કરી. માતુશ્રી ખતીજતુલ કુબરાએ કહ્યું કે, અયે મહેરબાન સાહેબ, મેં મોટા મોટા આલીમોથી સાંભળેલું છે કે હજરત આદમથી લઇને હજરત ઇસા મસીહ સુધી, જેટલા પેગંબર થઇ ગયા છે, તે સરવેને, ચરીંદા, પરીંદા, દરીંદા, ગઝીંદાહ પ્રાણીઓ અને વનસ્પતિ સલામ કરતાં હતાં આ વાતને થોડા દિવસ વીતી ગયા પછી ચઉદમી રાતના ચંદ્રમા જેવા નુરાની મુખ વાળો એક છોકરો, નુરાની વસ્ત્રો ધારણ કરી, ગારના મુખ પાસે ઉભો રહયો અને નમનતાઇ સાથે આપણા અવ્વલ પીરને સલામ કરી, કહેવા લાગ્યો. "વાંચો, યા રસુલલ્લાહ." નબી સાહેબ ફરમાવે છે કે, હું વાંચી ન શકયો, અને બેહોશ થઇ ગયો. તે છોકરાએ મારા બેઉએ ખાંધા દબાવ્યા. બીજી વખત પણ તે છોકરાએ એમજ કહ્યું, ત્યારે પણ હું બેહોશ થઇ ગયો, અને વાંચી ન શકયો, ત્રીજી તખતે જ્યારે તે છોકરાએ એમજ કહ્યું, ત્યારે નબુવતનું સરવે ઇલમ મને પ્રાપ્ત થયું. આ ખુશનુમા છોકરો, તે હજરત જીબરાઇલ અલૈહીસ સલામ હતા. તેણે જમીન પર ઠોકર મારતાંની સાથે, પાણીનો

એક ચશમો પેદા થયો. અમોએ નાહી ધોઈ, વઝુ કરી, ખુદાવંદ તાલાની ઈબાદત બંદગી ગુજારી. ઈબાદત બંદગી થઈ રહ્યા પછી, મહેતર જીબરાઇલ પોતાને મકાને ચાલ્યા ગયા.

"હઝાર મસાઈલે હિંદ" નામના ગ્રંથમાં લખેલું છે કે, જે વખતે આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાને નબુવત મળી, તે વખતે દીને મોહમ્મદી જાહેર કરવાનો તેઓને હુકમ થયો. નબી સાહેબે મોહમ્મદી દીન પાળવાના આમંત્રણ કરનારા પત્રો ચારે તરફ મોકલાવ્યા. જ્યારે અબદુલ્લાહ બીન સલામ નામના ખૈબરી યહુદીના એક આલીમને આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફાનો પત્ર પહોંચ્યો, ત્યારે તેણે નબી સાહેબના પત્રને તાઝીમ આપીને વાંચ્યો. અબદલ્લાહે આગલા પેગંબરોના સહીફા અને કિતાબોમાંથી એક હજાર મસલા શોધી કાઢયા. મદીનામાં આવીને, એ હજાર મસલાના જવાબ આપણા અવ્વલ પીરને પુછ્યા પછી, તે ઇમાન લાવી ઇસલામમાં આવ્યો. અબદલ્લાહે એ હજાર સવાલમાંના અઢારમા સવાલમાં, હજરત જીબરાઇલની સીફત પુછી હતી.

---

# અબદલ્લાહના અઢારમા સવાલનો જવાબ.

આ સવાલના જવાબમાં નબી સાહેબે ફરમાવ્યું કે "અએ અબદુલ્લાહ, કરણહાર કીરતારે પોતાની કુદરતે કામીલાથી અગણિત ફીરસ્તા ઉત્પન કરેલા છે. સરવે ફીરસ્તાનું કદ એક સરખું નથી. તેમાં કોઇ લાંબા, કોઇ ઠીંગણા અને કોઈ મધ્યમ છે. હજરત જીબરાઇલ લાંબ. પણ નથી, તેમ ઠીંગણા પણ નથી, એટલે મધ્યમ કદના છે.

તેઓના વાળની જુલફોમાં આઠ લટું છે. તેઓનો ચેહેરો ચઉદમી રાતના ચંદ્રમા કરતાં વધારે પ્રકાશીત છે. તેઓને ચાર મોટી પાંખો છે. તેઓની બીજી પાંખોમાં, લાલ, યાકુત અને મોતી ટાંકેલા છે. અએ અબદુલ્લાહ, એ જીબરાઇલ ફીરસ્તો પોતાની નાનામાં નાની પાંખને ફેલાવે તો પૂર્વથી પશ્ચિમ, તથા ઉત્તરથી દક્ષિણ સુધીની સરવે જમીનને ઢાંકી દીએ.

ઓ ઇનસાફી વાંચનારાઓ વીચાર કરો કે, હજરત જીબરાઇલ પાક પરવરદીગારનો એવડા કદનો બંદો છે કે, આ સૃષ્ટિપરનું તમામ પાણી તેના માથાપર રેડીએ, તો તે સરવેને સમાવી લીએ, અને પાણીનું એક બુંદ પણ નીચે ન પડે. હજરત જીબરાઈલ નાના પ્રકારના સ્વરૂપો ધારણ કરી, આપણા અવ્વલ પીર પાસે આવતા હતા અને આપણા દુયમ પીર તથા દુયમ શાહ, હજરત ઇમામ હસન, હુસેન સાહેબોને ઝુલામાં ઝુલાવતા હતા, હજરત જીબરાઇલ અલૈહીસ સલામનું કામ વહી પોંચાડવાનું હતું. હજરત આદમથી લઇને ખાતમુલ અંબીઆ, નબી મહમ્મદ મુસ્તફા સુધી સરવે પેગંબરોને તેણેજ કરણહાર કીરતારના પેગામ પહોંચાડયા હતા. હજરત ખાતમુલ અંબીઆ નબી મહમદ મુસ્તફાના ઘરની ખીજમત તેઓ બજાવતા હતા. જીબરાઇલ ફીરસ્તાનું કદ આટલું બધું મોટું હોવા છતાં, તેઓ નાનું સ્વરૂપ ધારણ કરવાની શકિત ધરાવતા હતા, ત્યારે કુલ મંડાણનો સરજણહાર સરવે શકિતવાન મૌલા, પોતાનો ગમે ત્યારે, પોતાના પાક અવિચળ નુરને, સ્થૂળ શરિરમાં સમાવી શકે, એ વાત કાંઈપણ નવાઇ જેવી નથી.

---

# નબી સાહેબની મેઅરાજનું વર્ણન.

ઇસલામી ગ્રંથોમાં લખેલું છે કે જે વખતે આપણા રસુલે સરવર, નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમને અરશે આલાની સૈર કરાવવા સારૂ, બુરાકપર બેસાડી, તેડી જવામાં આવ્યા, તે વખતે તેઓએ પોતાના પસાર થવાના રસ્તાપરથી ઉંટોની એક કટાર જતી જોઇ. નબી સાહેબે પોતાના સાથી હજરત જીબરાઈલને પુછ્યું કે "અએ અખી જીબરાઇલ, આ ઉંટોની કટાર ક્યાંથી આવે છે, કયાં જાય છે, તેઓની સંખ્યા કેટલી છે, અને તેમના પર શું લાદેલું છે? હજરત જીબરાઇલે જવાબ આપ્યો "યા નબીયુલ્લાહ, જ્યારથી હું પેદા થયેલો છું, ત્યારથી આ ઉંટોની કટારને આ પ્રમાણે જતી જોઉં છું. મને ખબર નથી કે તે કયાંથી આવે છે, ક્યાં જાય છે, તેઓની સંખ્યા કેટલી છે, અને તેઓપર શું લાદેલું છે? એટલામાં ખુદાવંદ તાલા તરફનો પેગામ આવ્યો કે "અએ જીબરાઇલ, એ ઉંટોપર લાદેલી પેટીઓમાં શું છે, તે મારા હબીબને દેખાડો. પાક પરવરદીગારનો હુકમ થતાંની સાથે, હજરત જીબરાઇલે તે ઉંટોની કટારમાંથી એક ઉંટની નાથ પકડી, તેને નીચે બેસાડી દીઠો. "બિસમિલ્લાહ" બોલી, આપણા અવ્વલ પીરનો કલમો પડતાંની સાથે, તે પેટીનું તાળું ઉઘડી પડયું. એ પેટીઓમાં ખસખસના દાણા ભરેલા હતા, તેમાંથી એક દાણાને ઉઘાડીને જોયું તો તે દાણામાં વસ્તીવાળા અગણિત નગરો તેઓની દ્રષ્ટીએ પડયા.

જે મહા શક્તિવાન પાક પરવરદીગાર એક ખસખસના દાણામાં અગણિત નગરો વસાવવાની શક્તિ ધરાવે, તેજ કુદરતનો ખાવીંદ, નાથોનો નાથ, પોતાના પાક અવિચળ નુરને, એક સ્થૂળ શરીરમાં સમાવી શકે, એ વાત કાંઇ પણ નવાઈ જેવી નથી.

# કલામે શાએર

—:o:—

કુદરત હરેક તરેહકી હુએ, શેરે ઇલાહમેં
ચાહે જો, કોઇ કો, તો ભરે, બતને કાહમેં
યુસુફ કો ભાઇઓને ગીરાયા જો ચાહમેં
દસ્તે ખુદાને થામ લીઆ, ઐન રાહમેં
નારા, ખલીલને, જો સરે નાર, કર દીયા
હૈદરને વોહ નાર કો, ગુલઝાર કર દીયા.
ખલીલલ્લાહકો પાલે હમ
જલતી આગ બીચ ડાલે હમ
ખલકસે નીરાલે હમ
ન કોઇ ઇસ ભેદકો પાવે

---

# કલામે પીર

—:o:—

કુદરત તેરી. મોલા, પાર ન જાણું
જાણે તું એક ઈલાહી, એભી તઇયે તમે
છત્રીશ જુગ ને ચોરાશી ચોકડી
એક ધ્યાને નર રહ્યા, એભી તઇએ તમે

---

# હજરત મુસાએ કોહે તુર પર, મૌલાનું પાક અવિચળ નુર જોયું.

મુસાઈ, દાઉદી, ઇસાઇ, અને મુસલમાની ગ્રંથકર્ત્તાઓ પોતાના બનાવેલા ગ્રંથોમાં લખાણ કરી ગયા છે કે હજરત મુસા મીસર દેશમાં બની ઇસરાઇલની કોમમાં પેદા થયા હતા. બની ઇસરાઇલોમાં એક નબી પેદા થશે, તે તેને હલાક કરશે એવી ભવિષ્યવાણી સાંભળવાથી, મીસરનો રાજા ફીરઔન બની ઇસરાઇલોના છોકરાઓને મારી નાંખવા લાગ્યો હતો ફીરઔનની ધાસ્તીથી, અને ખુદાવંદ તાલાના હુકમથી, હજરત મુસાની માતુશ્રીએ તેઓને એક કંડીઆમાં બંધ કરીને, તે કંડીઆને નીલ નદીમાં વહેતો મુકી દીધો. ફીરઔન તથા તેની સ્ત્રી નીલ નદી ઉપરના પોતાના બંગલામાં બેઠા હતા, ત્યાંથી તેઓની દ્રષ્ટિ તે વહેતા કંડીઆ પર પડી. તેઓએ તે કંડીઓ નદીમાંથી બહાર કઢાવીને ખોલી જોયો, તો તરતનું જન્મેલું બાળક તેઓના દીઠામાં આવ્યું. ખુદાવંદ તાલાએ ફીરઔન તથા તેની સ્ત્રીના દીલમાં પ્યારની લાગણી ઉત્પન્ન કરવાથી, તેઓએ તે બાળક એટલે ભવિષ્યના મુસા નબીને પોતાનાજ ઘરમાં પાળી પોષીને મોટા કર્યા. જ્યારે હજરત મુસા જવાનીની ઉમરે પહોંચ્યા, ત્યારે એક દીવસ શહેરમાં ફરવા ગયા હતા, તેટલામાં, એક ઠેકાણે, ફીરઔનનો સગો એક મીસરી, તથા મુસા નબીની કોમનો એક બની ઈસરાઇલ, પોત પોતામાં, લડી રહ્યા હતા. હજરત મુસા આ બે લડાઇ કરનારાની પાસે ગયા, અને ફીરઔનના સગા મીસરીને એક ઠોસો એવા જોરથી માર્યો કે મીસરી તતક્ષણ મરણને શરણ થયો. બીજે દીવસે પણ હજરત મુસા ફરવા ગયા હતા, ત્યારે રસ્તામાં તેઓનીજ કોમના બે બની ઈસરાઈલો પોત પોતામાં લડાઇ

કરી રહ્યા હતા. હજરત મુસા તેઓની પાસે ગયા, અને કહેવા લાગ્યા કે "અએ દીનબંધુઓ, તમે શા માટે પોતપોતામાં લડોછો? હજરત મુસાની આ વાત સાંભળી, તે બે લડનારામાંથી એક જણાએ કહ્યું કે "અએ મુસા, કાલે તમે પેલા મીસરીને મારી નાંખ્યો તે પ્રમાણે આજે અમોને મારી નાંખવા ચાહોછો કે શું? મુસા નબીએ ફીરઔનના સગા મીસરીને મારી નાંખ્યો એ વાત ફીરઔનને કાને પડતાં હજરત મુસાને પકડવા માટે ફીરઔને પોતાના સિપાઇઓ મોકલ્યા. હજરત મુસા મીસરમાંથી નાસી ગયા, અને બીજા મુલકમાં શૈબ પેગંબરને ઘેર જઇ રહ્યા. હજરત મુસાએ સાત વરસ સુધી શૈબ પેગંબરના ઘરની ખીજમત બજાવી, ત્યારે શૈબ પૈગંબરે પોતાની દીકરી બીબી સફુરા હજરત મુસાના નીકાહમાં આપી. ત્યારપછી કેટલીક મુદત સુધી, હજરત, મુસા પોતાંના સસરા શૈબ પેગંબરને ઘેર રહેતા હતા. ઘણા વરસ વિતી જવા બાદ, હજરત મુસા, બીબી સફુરાને સાથે લઇને શૈબ નબીને ઘેરથી, મીસર જવા નીકળ્યા. એક દીવસ રસ્તામાં રાત પડી જવાથી, કોહે તુરના પહાડ પાસે તેઓએ મુકામ કર્યો હતો. આ ઠેકાણે બીબી સફુરાને પ્રસુતિકાળ આવી લાગવાથી, આગની જરૂર પડી. કોહેતુરપર કાંઇક આગ જેવું લાગવાથી, હજરત મુસા આગ લેવા માટે કોહેતુરપર ચડયા.

---

## કલામે શાએર.

આગ લેનેકો ગયા મુસા, મીલા નુરે ખુદા
તુર પર જલવા દીખાયા, મુરતઝાને રાતકો
અરઝકી જાબરને "તું ખાલક હુએ ખાલક, શક નહીં"
મોઅજીઝે અએસે દીખાયે, મુરતઝાને રાતકો

**જબ આગ લગી ઉસ પહાડમેં, મુસા ખડે રહે જાકે દુર**
**અલી જનાબ તું સમજ ઉસકો, નુર ઉસકા થા મામુર.**

હજરત મુસાએ કોહ તુરના પહાડ ઉપર આપણા કરણહાર કીરતારનું નુર જોયું, તે હજરત મૌલા મુસ્તઝા અલીનુંજ પાક અવિચળ નુર હતું. હજરત મુસાને કોહેતુરપર નવ મોઅજીઝાની કરામત મળી, તેની ખબર પાક કુરાને શરીફમાં છે.

---

# પાક કુરઆને શરીફ



**"વલ કદ આતૈના મુસા, તીસઅતા આયાત**

મતલબ

અમોએ હજરત મુસાને નવ નીશાનીઉં એટલે મોઅજીઝા બખશ્યા મુસા નબીને ઇનાયત થએલ નવ મોઅજીઝામાં, લાકડીમાંથી અઝદહા એટલે મોટો સાપ બની જવાનો મોઅજીઝો સૌથી મોટો હતો. મુસા નબીની લાકડીને "અસાએ મુસા" કેહેવામાં આવતું હતું. એ અસાની મદદથી હજરત મુસાએ મીસરમાં ફીરઔનની દરબારમાં મોટા મોટા મોઅજીઝા કરી દેખાડયા હતા. હજરત મુસાએ કોહે તુરના પહાડ પર ખુદાવંદ તાલા સાથે વાતો કરી હતી, અને તૌરાત કીતાબની તખતીઓ પણ એજ પહાડ ઉપર તેઓને મળી હતી.

આ રિવાયત પરથી, વિચાર કરવાને બની આવે છે કે, જ્યારે આ કુલ મંડાણના પેદા કરનાર કરણહાર કીરતારના પાક અવિચળ નુરે કોહે-તુરના એક ઝાડ પર જાહેર થઈ, હજરત મુસાને દીદાર આપ્યા, એવું

પાક કુરાને શરીફ પરથી સાબીત છે, ત્યારે એ પાક અવિચળ નુરને ઇનસાન રૂપી સ્થૂળ શરીરમાં, જાહેરીમાં આવતાં અટકાવનાર કોઇ પણ નથી. એ ખુદાવંદના ભેદને કોઇ પામી શકતો નથી.

---

# કલામે પીર



અષ્ટ ક્રોડ બ્રહ્મા આગે તેં ઉપાયા
તેણે તારો ભેદ ન જાણ્યો, હો સ્વામીજી
આદ ઉણીઆદ તારી ઉતપૃત રચના
તેણે તારો ભરમ ન જાણ્યો, હો સ્વામીજી

કિતાબોમાં લખેલું છે કે મુસા નબીની કોમે, હજરત મુસાને કહ્યું કે "યા હજરત, આપ સાહેબ ફરમાવો છો કે મેં આપણા કરણહાર કીરતારનું નુર કોહે તુર પર જોયું. હું ત્યાં જાઉં છું અને ખુદાવંદ તાલા સાથે હમકલામ થાઉં છું. જ્યારે આપ સાહેબ ખુદાવંદ તાલાના દીદાર કરો છો, અને તે જનાબે બારી સાથે વાતો ચીતો કરો છો, ત્યારે અમ ગરીબો ઉપર મેહેરબાની કરીને, અમોને એ સમર્થ ધણીના દીદાર કરાવી આપશો, તો ઘણું નેક કામ થશે. હજરત મુસા, પોતાની સાથે સીતેર સરદારોને લઇ કોહેતુર પર ગયા અને ખુદાવંદ તાલાના પાક અવિચળ નુરના દીદાર માટે અરજ ગુજારી. તરત એક નુરાની ઝળક તેઓના જોવામાં આવી. એ પાક નુરને જોતાંની સાથે, સીતેર સરદારો બેહોશ થઇ ગયા, અને કોહે તુર ધ્રુજવા મંડી ગયો.

મુસા નબીએ કોહે તુર પર, મૌલા મુરતઝા અલીના પાક નુરના દીદાર કર્યા હતા. તેજ પાક અવિચળ નુર આ કલજુગની સંધમાં, નકલંકી નારાયણ મૌલા મુરતઝા અલીના સ્થૂળ શરીરમાં જાહેર થયું અને એજ નુરી અવતાર, ખંડ એરાકમાં, દેલમ દેશમાં ઇમામતના શાહી તખ્તપર બીરાજ્યા.

---

## કલામે પીર.



યા શાહજી, પાત્ર નકલંકી નારાયણ આવ્યા
અને નર રૂપે અલી બેઠાજી
સોઇ અલી મીલછામાં બેઠા
જાણો તે "શ્રી ઇસલામ શાહ—હરી

મૌલાના હાજર ઇમામ મુરતઝા અલી, જેઓ અલી, નબી એટલે "પીર, શાહ" નો અવતાર છે, તેઓએ, આ સૃષ્ટિ ઉત્પન કરવા સારૂ, પહેલાં પોતાની દેહ બનાવી, અને ત્યાર પછી, આ સૃષ્ટિના મંડાણની રચના રચી.

---

## કલામે શાએર



પ્રથમ જલ પર થલ, થલ પે, ભૂમ લગાયા
ભૂમીકે ઉપર ઝમીં, ઝમીં પે, આલમ બસાયા
પવનકા કર દીયા ચકર, આસમાનકી કરી છાંયા
તેરી કુદરત કે કુરબાન, લાલજી તેરી માયા,

"કસુસુલ અંબીઆ" નામની કિતાબમાં લખેલું છે કે હજરત અબુલ બશાર એટલે સરવે માણુસ જાતના પિતા, આદમ અલૈહીસ સલામ પેદા થયા તેની આગળ, આ ધરણી પર બીજી વસતી હતી, અને સષ્ટિ કર્ત્તાએ અગાઉ ઘણી વખત આ ધરણી પર રચના રચેલ છે. આ છેલા વખતમાં ખુદાવંદ તાલાએ ચાર જુગનું મંડાણુ માડયું, અને એ ચાર જુગમાં, પોતે જાહેર દશ અવતાર ધારણુ કર્યા. પહેલા બે અવતાર જળચર બે અવતાર વનચર, બે અવતાર વિપ્ર, બે અવતાર રાજા, નવમો અવતાર બુધ, તથા દશમો અવતાર હજરત મૌલા મુરતઝા અલી રૂપે જાહેર થયો પ્રથમ કર્ત્તા જુગમાં ચાર અવતાર, ભરતખંડમાં ઉત્તર તરફ, બીજા ત્રેતા જુગમાં, ત્રણુ અવતાર, ભરતખંડમાં પૂર્વ તરફ, ત્રીજા દ્વાપર જુગમાં બે અવતાર, ભરતખંડમાં દક્ષિણુ તરફ, અને છેલ્લો દશમો અવતાર ભરતખંડની પશ્ચિમે આવેલા મુલ્કે અરબમાં પ્રગટ થયો. આ કલજુગ સંધીમાં દશમા નકલંકી અવતાર હજરત મોલા મુરતઝા અલી, તથા ગુર બ્રહ્મા, નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમ, મનુષ્ય અવતાર ધારણુ કરીને આવ્યા. "અલી નબી" એટલે "શાહ, પીર" નું નુર એકજ છે, તે વિષે એક શાએર લખે છે કે—

**સુનો, અએ ઉમ્મતીયાને ખૈરૂલ વરા**
**મવાખાતકા અબ કહું માજરા**
**નબીને યે ચાહાકે, અસહાબમેં**
**મવાખાત, બહેરે મોહબ્બત, કરે**
**બીરાદર કીયા એક કો એકકા**
**મગર રેહ ગયે, એક શેરે ખુદા**
**યેહ કી અર્ઝ, યા અશરફે અંબીઆ**
**કીસીકો બીરાદર કીસીકા કીયા**
**મગર મેં અખુ તક લાયક ન થા**
**કીસીકી મોહબ્બત કે લાયક ન થા**

કહા મુસ્તફાને કે યા મુરતઝા,
તેરા ભાઇ મેં હું, તું ભાઇ મેરા
કોઇ ઇતનેમેં તેરે બરાબર નહીં
સિવા મેરે, તેરા બીરાદર નહીં
તું મુજસે હુએ, મેં તુજસે હું, "યા અલી"
અખુવત મૈં કીસસે કરૂં "યા અલી"
મેં મુસા, તું હારૂન હુએ, "યા અલી"
અદુ તેરા કારૂન હુએ "યા અલી"
અઝલસે બીરાદર હુએં, હુમ ઓર તુમ
"ખુદાઇ કે મઝહુર" હુએ, હુમ ઓર તુમ

બ્રહ્મા, તથા વિષ્ણુ એટલે અલી તથા નબી, શાહ પીર, અલખ અવિનાશી પુરૂષ, સષ્ટિની આદિથી અંત સુધી, સાથેના સાથે અવતાર ધારણ કરતા આવે છે, ભકત જનોનું તારણ કરે છે, અને અસુરોને પાયમાલ કરી, ભુમિનો ભાર ઉતારે છે.

કિતાબોમાં લખુલું છે કે, હજરત સુલેમાન બીન દાઉદ પેંગબરને ઘેર લગ્ન હતું, ત્યારે તેઓએ, અથવા કલામે પીર પરથી હજરત મુસા પેંગબરની ખબર મળે છે કે, તેઓએ કરણહાર કીરતારને પોતાને ઘેર જમવા પધારવા અરજ ગુજારી. પાક પરવર દીગારે હજરત મુસાની અરજ કબુલ કરી ફરમાવ્યું કે અયે મુસા, હું તમારે ઘેર જમવા પધારીશ, પણ જો તમે બરાબર ધ્યાન કરી બેસશો, તો હું તમારે ઘેર આવ્યો હતો, તે વિષે તમોને ખબર પડશે. અગર તમે ધ્યાન રાખવામાં જરા પણ ગાફલ થઇ જશો, તો હું તમારે ઘેર પધાર્યો તે વિષે તમોને ખબર પડવાની નથી. હજરત મુસાએ માણુસોને જમણ રાંધવા ફરમાવ્યુ અને પોતે ધ્યાન રાખીને બેઠા. દૈવ યોગે હજરત મુસા ધ્યાન રાખવામાં જરા ચુકી ગયા. મૌલા જાચકનું રૂપ ધારણ કરી, હજરત મુસાને ઘેર

પધાર્યા, અને સવાલ કર્યો. આ સવાલીનો સવાલ સાંભળી હજરત મુસાએ પોતાની દાસીને હુકમ કર્યો કે આ સવાલીને કાંઇ આપો. દાસી ઘરમાંથી થોડું વાસી કુસી ખાણું લાવી અને જાચકના કાસામાં નાંખ્યું. જાચકે આ વાસી ખાણાને લઇ જઇ એક ઠેકાણે કાસા સાથે ભંડારી દીધું.

# કલામે પીર

દ્વેરે મુસા, કુછ, નામ સાહેબ કે
મેં કર આયા હું આસા, સુનો મોમીનો જી ભૈયા
મુસા લાલી કો ફરમાન કીયા
લાલી ભાત લે આઇ વાસા, સુનો મોમીનો જી ભૈયા

જે વખતે એ મૌલા હજરત મુસાને ઘેર જાચવા પધાર્યા તે વખતે તેઓ નિરાકારી હતા કે આકારી હતા? ઉપર વર્ણવેલી બીના પરથી સાફ જણાયછે કે તેઓ સાકાર સ્વરૂપમાં હતા

જે પ્રમાણે એ મૌલા બાતુન છે, તે પ્રમાણે જાહેર છે. જે પ્રમાણે નિરાકારી છે તે પ્રમાણે સાકારી છે.

# કલામે શાએર.

જૈસા જાહેર હુએ, વૈસે ગાયબ હુએ, અલી
વલ્લાહ, કે મઝહરે અજાએબ હુએ, અલી

જે ચીજને બાતન કહેવામાં આવેછે, તે ચીજ જાહેરમાં હસ્તી ધરાવવા છતાં પણ છુપી રહેલી છે. જે ચીજને જાહેર કહેવામાં આવેછે, તે ચીજ બાતનમાં હસ્તી ધરાવવા છતાં પણ ખુલ્લી જોવામાં આવેછે.

# કલામે શાએર.



અલ્લાહુકો તેરેમેં દેખ
કુરઆં તીલાવત કરકે લેખ
રૂપ અરૂપી આપ અલેફ
મોહુમ્મદ, નબી રસુલલ્લાહુ-લા ઇલાહા
એક હી એક સમજ રહેમાન
આપકે ઘર આપઇ મહેમાન
નબી મુરશદપે હો કુરબાન
મોહુમ્મદ, નબી રસુલલ્લાહુ-લા ઈલાહા

ઇસલામી ગ્રંથોમાં લખેલું છે કે રમજાન મહિનામાં એક દીવસે, લોકોએ આપણા અવ્વલ પીર નબી મહુમ્મદ મુસ્તફા સાથે ઇબાદત કરી લીધા પછી, આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી એક બાજુએ જઇને બેઠા હતા, એટલામાંએક મોમન દીનદારે આપણા અવ્વલ શાહ પાસે અરજ ગુજારી કે અએ મૌલા, આપ સાહેબ ઉમેદવારોની ઉમેદો પુરી કરનારા છો. યા મૌલા, હું એવી ઉમેદ ધરાવીને આપની પાસે આવેલો છું કે આજ સાંજની ઇબાદત પછી, આપ સાહેબ મુજ ગરીબને ઘેર રોજો ઈફતાર કરવા પધારો તો હું સમજીશ કે મને બંને જહાનની બાદશાહી મળી. મૌલાએ તે અરજદારનું ઈજન કબુલ ફરમાવ્યું. એ પ્રમાણે તે દીવસે સીંતેર. જણાએ રોજો છોડવા માટે, હજરત મૌલા મુરતઝા અલીને ઈજન આપ્યું અને મૌલાએ સીંતેરે જણાની અરઝ કબુલ ફરમાવી. સાંજની ઈબાદત કરી લીધા પછી, આપણા અવ્વલ શાહ, તથા

અવ્વલ પીર વાતો કરતા કરતા, મસજીદમાંથી બહાર નીકળ્યા; ત્યારે આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, એ બીરાદર, આજ આપણે બન્ને ભાઈ સાથે બેસીને રોજો ખોલશું ત્યારબાદ હજરત મૌલા મુરતઝા અલી નબી સાહેબ સાથે તેઓને ઘેર પધાર્યા, અને ત્યાં રોજો ઇફતાર કર્યો. બીજે દીવસે સવારની ઇબાદત પછી જયારે, નબી મહમદ મુસ્તફા તથા હજરત મૌલા મુરતઝા અલી ફારગ થઇને બહાર પધાર્યા, ત્યારે કેટલાક અસહાબો પોતપોતામાં એકઠા થયા. જે માણસે આપણા અવ્વલ શાહ, મૌલા મુરતઝાઅલીને મેમાનીનું પહેલું ઇજન દીધું હતું, તે સરવે માણસોને કહેવા લાગ્યો કે આ ગરીબ ગુનેહગાર બંદો કેવો નસીબદાર છે કે, કે ગઈ કાલે મૌલાએ મુજ ફકીર પર મહેરબાની ફરમાવી, મારે ઘેર રોજો ઇફતાર કર્યો. મૌલાના પાક કદમ મારા ઘરમાં પડવાથી, મારૂં ઘર પાવન થયું. આ વાત સાભળી, બીજાએ કહ્યું "એ ભાઇ, ખાને ખુદામાં બેસી, તું શામાટે જુઠું બોલે છે? ગઇ કાલે, એ મૌલા મારે ઘેર પધાર્યા હતા, અને મારે ઘેર રોજો ઇફતાર કીધો હતો. આ પ્રમાણે સીંતેર જણાએ જણાવ્યું કે મૌલાએ ગઈ કાલનો રોજો તેઓને ઘેર ઇફતાર કીધો હતો. સીંતેર જણા ઘણી અચરતીમાં ગીરફતાર થઇ ગયા, એટલામાં એક જણ બોલી ઉઠયો કે ભાઇઓ, આમ વીચાર કરતાં ભવના ભવ વહી જશે, તો પણ આપણને એ ભેદની ખબર પડવાની નથી, માટે આપણે આ વાતને ખુલાસો નબી સાહેબને પુછીએ આ વાત સરવે જણાએ કબુલ રાખવાથી, તેઓ આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફા પાસે ગયા અને તેઓની ખીજમતમાં અરજ ગુજારીને પુછ્યું કે, ગઇ કાલે હજરત મૌલા મુરતઝા અલીએ કોને ઘેર રોજો ઇફતાર કીધો હતો. તેનો ખુલાસો ફરમાવો સીંતેર જણાની આ અરજ સાંભળી, નબી સાહેબે ફરમાવ્યું કે ગઇ કાલે અમે બંન્ને ભાઇઓએ સાથે બેસીને મારે ઘેર રોજો ઇફતાર કીધો હતો,

અને જમી રહ્યા પછી, અરધી રાત સુધી અમે બંન્ને ભાઇઓ વાતો ચીતો કરતા સાથે બેઠા હતા. નબી સાહેબની આ વાત સાંભળી, તેઓ વધારે અચરતમાં પડી કહેવા લાગ્યા કે, લો, આ સીંતેરમાંથી એકોતેર થયા. આ પ્રમાણે વાતો ચાલી રહી છે, એટલામાં હસનૈન સાહેબો આવી લાગ્યા, અને કહ્યું કે ગઇ કાલે બાબા સાહેબે અમારી સાથે રોજો છોડયો હતો. આ વાત સાંભળી, તેઓમાંથી એક જણે આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાને પુછયું કે, એક જણ એકજ વખતે વખતે, આટલી બધી જગ્યાપર જઇ, રોજો ખોલી શકે છે કે શું? આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે અએ શેખ, મારા ભાઇ અલી ઇબને અબુ તાલેબની કુદરત વિષે તું અજાણ છે. એ સાહેબ **મઝહરૂલ અજાએબ** અને **મઝહરૂલ ગરાએબ** એટલે સરવે શકિતવાન, અને અઝીમ કુદરતનો ધણી છે. જો એ મૌલા ચાહે તો ક્ષણ વારમાં અસંખ્ય મકાને હાજર હોવાની કુદરત ધરાવે છે. આ માજરાનો દરમીયાન, હજરત જીબરાઇલ ખુદાવંદતાલા તરફની વહી લઇને નબી સાહેબ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, યા રસુલલ્લાહ, ગઇ કાલે હજરત મૌલા, મુરતઝાઅલી એ અરશે અઝીમ પર રોજો ઇફતાર કીધો હતો

આ રીવાયત અને આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાના ફરમાન મુબારક પરથી, સાબીત થાય છે કે હજરત મૌલા મુરતઝા અલી સરવે શકિતવાન અઝીમ કુદરતનો ધણી, **મઝહરૂલ અજાએબ** અને **મઝહરૂલ ગરાએબ** છે. પુષ્કળ ગ્રંથ કર્તાઓ લખાણ કરી ગયા છે કે, કુલ પેગંબરોને મુશકેલીમાં મદદ કરનાર અને આ સરવે સૃષ્ટિની મુશકીલ આસાન કરનાર, એજ ખુદાવંદ ખાવીંદ, સમર્થ ધણી છે.

---

# કલામે શાએર.

——:o:——

હેદરકી જાતસે, મદદે હર વલી હુઈ
તાઝી હર ગુલશનો ગુલકી કલી હુઈ
કયા સૈફ થી, જો ખેબરો બદરો હુનૈનમેં
ખીચી જો ઝુલફીકાર, તો ફતહે અલી હુઇ

હમ કયા, અંબીઆઓંકા મુશકીલ કુશા, અલી
મુશકીલમેં સબકે મોંહસે નીકલતા હએ, "યા અલી"
હર સીમત, બે અસા, રવાં, ચરખે પીર હએ
બાઅસ યે હએ કે, નામે અલી દસ્તગીર હએ

જીતને થે નબી, સબકી હુઇ મુશકીલેં, આસાન
વલ્લાહ રે, દેખો તો ફકત નામે અલીસે
દુખમેં, દરદમેં, તપમેં, અલીકા જો નામ લે
યે વોહ નામ, હએ, જો ગીરતેકો થામ લે
અલીકા નામ, કયા રાહતે જાન હએ
અસાએ પીર, તેગે જવાં, વ હરઝે તીફલાન હએ

હજરત આદમથી લઇને હજરત ખાતમુલ અંબીઆ, નબી મહમદ મુસ્તફા, સલ્લા લ્લાહો અલેહી વ સલ્લમ સુધી, જેટલા પેગંબર થઇ ગયા, તેઓ, તથા બીજા રૂહ ધરાવનારાની મુશકીલ આસાન કરનાર, એ મૌલા મુશકીલા કુશા, હજરત અલી છે. જો આપણે કુલ પેગંબરના નામની તસબીહ કરીએ, તો સૌમાં મૌલા મુરતઝા અલી ઇમામ છે.

# કલામે શાએર

કયું સબ ફઝીલતોંકા ન ઉનપર હો ઇખ્તેતામ
નામે ખુદા હુઝુરકા, ખતમે રસુલ નામ
પાયા કીસી ભી વોહ કે, જો હુએ રાહબરે અનામ
તસબીહે અંબીયામેં, સલફ હુએ, અલી. ઈમામ

આ શાએર ખુલ્લુ લખે છે કે જો આપણે હજરત આદમથી ખાતમુલ અંબીઆ સુધી કુલ એક લાખ અને ચોવીશ હજાર પેગંબરના નામની તસબીહ કાઢીએ, તોપણ, તેમાં ઇમામ, મૌલા મુરતઝા અલી છે. એ મૌલા સરવે શકિતમાન, અઝીમ કુદરતનો ધણી, નાથોનો નાથ, મઝહરૂલ અજાએબ, મઝહરૂલ ગરાએબ, કુલ ખલકત અને સરવે પેગંબરોની મુશકીલ હલ કરનાર, પેગંબરોની તસબીહમાં, ઇમામ છે. એ મૌલાની સના તથા ત્રીફત હદથી વધારે છે. એ મૌલાની વખાણ કરવામાં, અઝીમ ફાયદો છે. એ સાહેબને સજાવાર છે તેટલી સના ત્રીફત કોઇપણ બજાવી શકતો નથી.

ગુજરાતીમાં "દુરે બી બહા" નામના પુસ્તકમાં લખેલું છે કે આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફા મએરાજની સૈર કરવા પધાર્યા, ત્યારે તેઓએ રસ્તામાં ઉંટની એક કટાર જોઇ, ત્યારે હજરત જીબરઇલ, કાસીદે રબ્બે જલીલને પુછયું કે અએ અખુ જીબરાઇલ, આ ઉંટની કટાર કયાંથી આવે છે કયાં જાય છે અને તેમના પર શું લાદેલું છે? હજરત જીબરાઇલે જવાબ આપ્યો કે; અએ હબીબે ખુદા, મને એ બાબતનો બીલકુલ ખબર નથી. ત્યારબાદ હજરત જીબરાઈલે ખુદાવંદ તાલાના ફરમાનથી, તે કટારમાંના એક ઉંટને નીચે બેસાડી, તેની ઉપર

લાદેલી પેટીનું તાળું " બીસમિલ્લાહ " બોલીને ઉઘાડયું, અને પેટીમાં જોયું તો તેમાં અસંખ્ય કીતાબો ભરેલી હતી, અને તે સરવે કીતાબોમાં મૌલા મુરતઝા અલીની સના સીફ્ત લખેલી હતી. એક એક કીતાબમાં હજરત મૌલા મુરતઝા અલી, દયાવંત દાતારની અણહદ સના સીફ્ત લખેલી હતી, ત્યારે દર પેટીમાં જેટલી કીતાબ હશે, તેમાં કેટલી તારીફ લખેલી હશે અને આખી કટાર પર લાદેલી કુલ પેટીઓની કિતાબોમાં. કેટલી તારીફ લખેલી હોવી જોઇએ, તેનો વીચાર વાંચનારા ભાઈઓ સહેજે કરી શકશે.

" મવદતુલ ઇસલામ " નામની કિતાબના એક સો ને છેતાલીશમાં પાનામાં એક હદીસ મુબારકનું વર્ણન નીચે પ્રમાણે, લખેલું છે.

એક વખતે, આપણા અવ્વલ પીર નબી મહમ્મદ મુસ્તફાએ પોતાની ઝબાને મુબારકથી હદીસ ફરમાવી કે,

---

# હદીસ શરીફ.

ઇન્નલ લાહા જઅલા લે અખી, અલીયીન
ફઝાએલા કસીરતન. ફ મન ઝકેરા ફઝીલતન
મીન ફઝાએલેહી, ગફરલ્લાહો મા તકદ્દમા
મીન ઝનબેહી. વ મા તઅખ્ખરા, વ મન
કતબા ફઝીલતન મીન ફઝાએલેહી, નઝલલ
મલાએકતો, યસ્તગફીર લહુ, મા બકા તીલકા
કીતાબો, વ મન સમેઆ ફઝીલતન, મીન ફઝાએલેહી
ગફરા લહુ ઝુનુબલ લઝી, ઇકતસબ બિસ સમઅ

# મતલબ.

—:૦:—

નબી સાહેબે ફરમાવ્યું કે, બરેખર ખુદાવંદ તાલાએ મારા ભાઇ અલીમાં ઘણી ફઝીલતો સમાવી છે. અગર કોઇ મોમન દીનદાર એ મૌલાની અનહદ ફઝીલતોમાંથી એક ફઝીલતનું વર્ણન કરશે, તેના સઘળા ગુનાહ કરણહાર કીરતાર માફ કરશે. અગર કોઇ મોમન દીનદાર એ મૌલાની અસંખ્ય ફઝીલતોમાંથી એક ફઝીલત વિષે પોતાની બનાવેલી કિતાબમાં લખાણ કરશે, તો જ્યાંસુધી, તે કિતાબ કાયમ રેહેશે, ત્યાં લગી ફીરશતાઓ તે કિતાબ લખનારને માટે, તેના ગુનાહ બક્ષી આપવા ખુદાવંદને અરજ કરશે. અગર કોઇ મોમન દીનદાર એ મૌલાની અગણિત ફઝીલતોમાંથી એક ફઝીલત કાને સાંભળશે, તો ખુદાવંદ તાલા તે બંદાને કાનેથી થએલા સઘળા ગુનાહ માફ કરશે.

---

# કલામે શાએર.

તારીફે શહનશાહ અલી, સૈકલે ઇસીયાંન
હર, બે સરો સામાનકા. ઈસ નામસે સામાન
ઝીકરે અલી હુએ, તાઅતે દાવરકે બરાબર
હુએ જાએ અલી, જાએ પયંબરકે બરાબર

# હદીસ શરીફ.

અન નઝરો, ઈલા વજહે અલી બીન
અબી તાલેબ, ઇબાદતુન.

નબી સાહેબે ફરમાવ્યું કે હજરત મૌલા મુરતઝા અલીના ચેહેરા મુબારકના દીદાર કરવા, એ ખુદાવંદ તાલાની ઈબાદત છે.

આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ જે જે હદીસો ભવિષ્ય વાણીઓ ફરમાવેલ છે તે હજી સુધી ખોટી થઇ નથી, તેમ ખોટી થવાની પણ નથી. નબી સાહેબની હદીસો, તથા ભવિષ્યવાણીમાં ઉંડો ભેદ સમાએલો છે; તેનો ભાવાર્થ બરાબર સમજવો મુશકીલ છે. આપણા અવ્વલ પીર નબી મહમ્મદ મુસ્તફાના વારામાં, હજરત મૌલા મુરતઝા અલી, સમર્થ ધણી હાજર હતા. તે વખતના હકીકતી મોમન દીનદારો, એ મૌલાના પાક અવીચળ નુરના દીદાર કરવાથી, આ સંસાર સાગરમાંથી પોતાની બેડી પાર કરી ગયા. એ મૌલા મનુષ્ય જાતિના સામાન્ય નીયમ પ્રમાણે પોતાનો પાક જામો સફારી ગયા તેને સુમારે તેરસો વરસ થઇ ગયા, ત્યારે હવે એ પાક નુરના દીદાર આપણને ક્યાંથી મળે, અને આપણને સવાબે અઝીમ કઇ તરેહથી પ્રાપ્ત થાય? આપણા પીરને પીરસાદે આપણે સમજી શકયા છીએ કે, ફકત દુનીઆ બહાને એ મૌલાએ પોતાના જીસમી શરીરનો ત્યાગ કીધો છે, પણ પોતાનું પાક અવીચળ નુર અને ઇલમ બીજા જીસમી શરીરમાં કાયમ રાખ્યું છે. હજ-રત મૌલા મુરતઝા અલીનું પાક અવિચળ નુર ધરાવનાર "હાજર ઇમામ, મુરતઝા અલી" એટલે જમાનાના ઇમામ કહેવાય છે. હાજર ઇમામના પાક અવીચળ નુરના દીદાર કરવામાં, હજરત મૌલા મુરતઝા અલીના દીદાર જેટલોજ સવાબ છે, કારણ કે હાજર ઇમામનું નુર, તે હજરત મૌલા મુરતઝા અલીનુંજ પાક અવીચળ નુર છે.

આપણા માનવંતા પીર સદરદીન તથા ઉસ્તાદ ગુર હસન કબીર દીનના પ્રતાપથી, આપણને ખરી ખબર મળી ગઇ છે કે નકલંકી નારા-યણ, હજરત મૌલા મુરતઝા અલી. અવતારી પુરૂષ છે. એ મૌલાની પાક જાત અલખ અવીનાશી છે. એ મૌલાની નુરાની તસવીર ચોથા આસ-માન ઉપર પણ મૌજુદ છે. મલાએક ફીરસ્તા, હુરો ગીલમાન વગેરે તેમના દીદાર કરી, સવાબે અઝીમ હાંસલ કરે છે, તેની ખબર એક શાએરે આપેલી છે.

# કલામે શાએર

હે ચરખે ચહારૂમ પે, તસવીર અલી કી,
તોડા દરે ખૈબર, વોહ શમશીર અલીકી
રખ મોહરે નબુવતપે કદમ. બુતકો ગીરાયે
અલ્લાહ રે દેખો, યેહ તવકીર અલી

# રીવાયત

મેઅરાજની રાત્રે, આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફા, અરશે અઝીમ પર પધાર્યો, ત્યારે ચોથા આસમાન પરથી પસાર થતાં. ત્યાં હજરત મૌલા મુરતઝા અલીની પાક નુરાની તસવીર તેઓના જોવામાં આવી. આપણા અવ્વલ પીરે હજરત જીબરાઇલ અલૈહીસ સલામને પુછ્યું કે, અએ અખુ જીબરાઇલ, મારા ભાઇ અલી, મારાથી આગળ, આ ઠેકાણે આવ્યા છે કે શું? હજરત જીબરાઇલે હાથ જોડીને જવાબ આપ્યો કે, અએ સાલારે અંબીયા, આ આપના ભાઇ અલી પોતે નથી. પણ તેઓની પાક નુરાની તસવીર છે. નબી સાહેબે પુછ્યું કે, આ ઠેકાણે મારા ભાઇ અલીની તસવીર રાખવાનું કારણ શું છે? હજરત જીબરાઇલે જવાબ આપ્યો કે, યા નબીયુલ્લાહ. જે વખતે પાક પરવરદીગાર, માનખા વેશ ધારણ કરી દુનીઆમાં બેઠા, અને હકીકતી મોમન દીદાર કરી, સવાબે અઝીમ મેળવવા લાગ્યા, તે જોઇ કુલ મલાએકોએ એકમત થઇ, પાક પરવરદીગારની દરગાહે રહેમતમાં અરજ ગુજારી કે, અયે કરીમે

કારસાઝ, વ અયે કાઝીયુલ હાજાત, વ અયે મુજીબુદ દઅવાત, રહેમના ધણી, દુનીઆમાં કુલ હકીકતી મોમન દીનદારો તારા દીદાર કરી, સવાબે અઝીમ હાંસલ કરે છે, તેમ આસમાન ઉપર પણ અમારા પર એવી નવાજશ ફરમાવ. આ પ્રમાણે મલાએકોની અરજ ઉપરથી ચોથા આસમાન ઉપર એ મૌલાની પાક નુરાની તસવીર રાખવામાં આવી છે.

---

# રીવાયત.

આપણા અવ્વલ પીર નબી મહુમદ મુસ્તફા તથા આપણા અવ્વલ શાહ હજરત મૌલા મુરતઝાઅલીના વારામાં, એક મુસલમાનના ઘરની પાસે, એક યહુદીનું મકાન હતું. એ બે પડોશીઓના છોકરાઓ વચ્ચે ભારે મિત્રાઈ બંધાઇ. આ પ્રમાણે મુસલમાન તથા યહુદીના છોકરા વચ્ચે દોસ્તી નીભતાં કેટલાક વરસ વીતી ગયાં, બાદ તે યહુદીનો પુત્ર મરણ પામ્યો. થોડા દીવસ પછી, તે મુસલમાનના છોકરાના સ્વપ્નામાં તે યહુદીનો છોકરો નુરાની વેશે દેખાયો, તે જોઇ તે મુસલમાનના છોકરાએ તેને પુછયું કે, અએ ભાઈ, આવો રૂતબો તને કયાંથી મળ્યો? તે યહુદીના છોકરાએ જવાબ આપ્યો કે, મારૂં કુટુંબ કબીલો હજરત ઇબરાહીમ, હજરત મુસા, હજરત દાઉદ, હજરત સુલેમાન, હજરત જીકરીઆ વગેરે પેગંબરોને માને છે, પણ એ પેગંબરોના વારા વહી ગયા છે. હાલ અલી નબીજીનો વારો છે. હું બાતુનમાં દીને મહુમ્મદી પાળનો હતો. જાહેરમાં એ દીન પાળી ન શકવાથી, મેં એક વ્રત પાળ્યું હતું, તે એ કે, સવારમાં નાહી ધોઇ, હજરત અમીરે અરબ, મૌલા મુરતઝા અલીના રહેવાના મકાન સામે જઈને ઉભો રહેતો હતો. એ

મૌલા જ્યારે સવારની ઈબાદત કરવા સારૂ પોતાના મકાનમાંથી બહાર પધારતા, તે વખતે તેઓના નુરાની દીદાર કરી, હું મારે કામે ચાલ્યો જતો હતો. સાંજના વળતી વખતે પણ, તેઓના દીદાર કરી, મારે ઘેર જતો. હજરત મોલા મુરતઝા અલીના દીદારના પ્રતાપથી મને આ રૂતબો મળ્યો છે.

મોલા મુરતઝા અલીના નુરના દીદાર કરવામાં, કેટલો બધો ફાયદો છે, તે વિષે, વર્ણન થયું. હુર, ગીલમાન, મલાએકા વગેરે ચોથા આસમાન પર, એ મૌલાની નુરાની તસ્વીરના દીદાર કરી, સવાબે અઝીમ હાસલ કરે છે. તેજ પાક અવીચળ નુર આ કલજુગની સંધીમાં, હાજર ઈમામ રૂપે, હાજર નાઝર દુનીઆમાં મૌજુદ છે, તેઓના દીદારનું ફળ, ડગલે ડગલે ક્રોડ જગનના ફળ જેટલું છે. એ મૌલા હાજર ઇમામ આપણામાં રોમે રોમે વસી રહ્યો છે.

---

# કલામે કવિ.

સહસ્ત્ર દલ કમલ કે ઉપર, નિરભે કાલકી મુરતી હુએ
ઉસ મુરતીસે દેખ લો, ઝગમગ જોત ઝલકતી હુએ
ઉસીસે રૂષી, ઉસીસે મુની, ઉસીસે શીવ, ઓર શકિત હુએ
અનેક મુનીજન રટતે, ઉસીસે હોતી મુકિત હુએ

---

# મોલાનું ફરમાન મુબારક.

અના અકમતુસ સમાવાતે સબઅ બે નુરી
વ કુદરતુલ કામેલા, વ અનલ લઝી

અરસતુલ જીબાલા, વ બસતતુલ અરઝીના.
અના મુખરેજુલ ઉયુન, વ મુનબેતુઝ
ઝરઅ, વ મુસરેફુલ અશજાર, વ મુખરેજુલ
અસમાર.

કિતાબ, નુરે વહદાનીયત

**મતલબ.**

હજરત મૌલા મુરતઝાઅલી પોતાના પાક કલામમાં ફરમાવે છે કે, મેં મારા નુર માંહેથી સાત આસમાન ઉભા કીધા છે, અને આ સંપૂર્ણ કુદરત મેં નીપજાવી છે. મેં પહાડોને મેખની માફક ઠોકી બેસાડેલા છે. ધરતીને પાથરનાર હું છું પાણીની નેહેરો મેં ચાલુ કરી છે. ખેતીવાડીનો ઉગાડનાર હું છું. ઝાડને ઉંચા કરનાર, અને તેમાં ફળ ફુલ ઉત્પન કરનાર પણ હું છું.

---

# રીવાયત.

સલમાન ફારસ રીવાયત કરી ગયા છે કે, એક દીવસે હું હજરત મૌલા મુરતઝા અલીની ખીજમતમાં ઉભો હતો. અમ્માર યાસર, મીકદાદ, મહુમ્મદ બીન અબુબકર વગેરે ગ્રહસ્થો ત્યાં હાજર હતા, તે વખતે, દાયમ પીર, હજરત ઇમામ હસને પોતાના પીતા બુઝરગવારને સવાલ પુછયો કે ખુદાવંદ તાલાએ હજરત સુલેમાન બીન દાઉદને જે મુલ્ક, દોલત તથા હીકમત બખશી હતી, તમાંનો કાંઈ હીસ્સો તેઓના વંશને મલેલો છે કે નહી? આપણા દાયમપીર, હજરત ઈમામ હસનના સવાલનો જવાબ, આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીએ આ પ્રમાણે આપ્યો કે, અયે

ફરજંદે દીલબંદ, જે ધણી સુકા દાણાને ભોંયમાંથી લીલો કરવાની શકિત ધરાવે છે, અને જેણે માટીમાંથી આવા આવા ગુલ અને બુટા ઉતપન કરેલા છે, તે ધણીના કસમ ખાઇને કહું છું કે, જેવું તમારા પીતાજીને મળેલું છે તેવું અગાઉ કોઇને મળેલું નથી, તેમ મળનાર પણ નથી. હજરત મૌલા મુરતઝાઅલીની આ વાત સાંભળીને હજરત ઇમામ હસન, તથા બીજા મોમનોએ અરજ કરી કે, "યા મૌલા, જ્યારે તમોને સરવે કાંઈ વારસામાં મળેલું છે, ત્યારે તેમાંથી એક જરા જેટલું અમોને દેખાડશો, તો તે જોઇ, અમારા ઈમાનમાં વધારો થશે. સરવેની આ પ્રમાણેની અરજ સાંભળી, હજરત મૌલા મુરતઝા અલી જરા બાજુમાં ખશી ગયા, અને ઝબાન મુબારકથી કાંઈક હળવેથી બોલીને, પોતાનો પાક દસ્ત પશ્ચિમ તરફ લાંબો કરી પાછો ખેંચી લીધો. આ વખતે એ મૌલાના દસ્ત મુબારકમાં વાદળીનો એક ટુકડો આવી પડેલો સરવેના દીઠામાં આવ્યો. મૌલાએ તે વાદળીના ટુકડાને જમીનપર રાખીને, પોતાનો પાક દસ્ત પૂર્વ તરફ લંબાવ્યો, અને પાછો ખેંચ્યો. ત્યારે પણ એક વાદળીનો ટુકડો આવેલો માલમ પડયો, તેને પણ મૌલાએ નીચે જમીનપર રાખી આપ્યો સલમાન ફારસ રીવાયત કરેછે કે, જ્યારે મૌલાએ તેવાદળીના ટુકડાને નીચે મુકયા, ત્યારે તેમાંથી કુદરતી અવાજ નીકળ્યો કે, અમે સાક્ષી પુરીએ છીએ કે, ખુદા એક છે, મહુમ્મદ તેઓના તરફથી મોકલાવેલા રસુલ છે, અને તમે આખર જમાનાના પેગંબરના ભાઇ જાનીશીન, કાયમ મકામ ખલીફા ઇમામ બરહક છો. આ વાદળીના ટુકડામાં મુશ્ક અંબરની વાસ આવતી હતી. તે વાદળાના બે ટુકડા ધીમે ધીમે ફેલાઇ જઈને એક બીજા સાથે મળી ગયા. તે બે ટુકડા પરના એક પર અમોને બેસવાનો હુકમ થવાથી, અમે બેઠા, અને બીજા પર, હજરત મોલા મુરતઝા અલી ખુદ એકલા બેઠા, અને પશ્ચિમ તરફ ઉડવા માટે, તે વાદળાંને હુકમ ફરમાવ્યો. મૌલાનો હુકમ થતાં ॥ સાથે, તે વાદળાની નીચે હવા ભરાઇ ગઇ,

અને ધીમે ધીમે તે વાદળાંએ ઉપર ચડી, પશ્ચિમ તરફ રસ્તો લીધો. સલમાન ફારસ લખે છે કે, આ વખતે અમોએ, હાજર ઈમામ, આલી મકામ, હજરત મૌલા મુરતઝા અલીની સામે જોયું, ત્યારે એ મૌલા અમોને નુરાની સ્વરૂપે તથા નુરાની વેશે દેખાયા અને નુરાની કુરશી પર બીરાજમાન હતા, અમોએ નુરાની સ્વરૂપે અને નુરાની વેશે એ મૌલાના દીદાર કર્યા. આ પ્રમાણે આગલા અવતારોમાં પણ એ મૌલા પોતાના ભકતોને દરશન આપતા હતા.

# કલામે કવિ.

રામ નામ લેતેહી પ્યારે, થંભ ફોડકે પ્રગટ ભયો
હીરના કંસકો નખસે છેદકે, પ્રલ્હાદકો દરશન દીયો

# કલામે શાએર.



લીખ્ખા હુએ, પેશતર નબી ઝુલ કેરામ સે
સલમાનકો છુટા દીયા, પંજેસે શેર કે
એસે હઝારો મોઅજીઝે, હૈદરસે હુએ
રૌશન કીયા હુએ દીને નબી, તેગે શાહને

ઉપલા શેરનો ભાવાર્થ એવો છે કે આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફા, તથા આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી, હજી દુનીઆમાં જનમ્યા નહીં હતા, તેની અગાઉ, સલમાન

ફારસ ઉપર જંગલમાં એક સિંહે હુમલો કીધો હતો, તે વખતે, નાથોના નાથ, ચઉદ બ્રહ્માંડના કર્ત્તાએ જીસમી શરીર ધારણ કરી, સલમાન ફારસને સિંહના હુમલામાંથી બચાવી લીધો હતો, અને પોતે દુનીઆમાં મૌલા મુરતઝા રૂપે અવતાર લીધા પછી, તેને પોતાની ગુલામીમાં દાખલ કરવા વચન આપ્યું હતું. આ વખતે સલમાન ફારસે જંગલના ફુલોનો એક તુરો બનાવી, તેઓને ભેટ કીધો હતો.

ઇસલામી કિતાબોમાં લખેલું છે કે, એક દીવસે આપણા અવ્વલ પીર નબી મહમ્મદ મુસ્તફાએ પોતાના મુખ મુબારકમાંથી વાણી ઓચરી કે, હજરત આદમથી લઇને, હજરત ઇસા મસીહ સુધી, કુલ પેગંબરો સાથે મૌલા મુરતઝા અલી બાતુનમાં હતા, અને આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાના વખતમાં, જાહેર પ્રગટ થયા હતા.

---

# કલામે પીર.

ફુલડા મ ચુંટીસ ભોરા મહેશરી,
એણે ફુલડે ફુલડે છે જીવ, ભોરા માલી
જીસ કારણ તમે ચુટોછો ફુલડા
સો પાથરીઓ, નહીં જીવ, ભોરા માલી
ચુંટીસમાં, ફુલડા, ને છાંટીશમાં, પાણી
એવો પાથરીઓ પુજતાં કાંઈ મુરખાઇ આણી
તારા તીરથમાં તીરથ, દેવું માંહે દેવ,
સોતો આજ કલીમાં અવતરાઆ, શ્રી નારાયણ દેવ

જેણે હરણાકંસ શાહ મારે નખેસું વીદારીઆ
જેણે વાએમણ રૂપે રાજા બલ છળેઆ
જેણે વણ થંભે આવા બ્રહ્માંડ ચણીઆ
સો સાહેબ પંછમ દેશે, ભલે ભલે અવતર્યા

આ પ્રમાણે, એ મૌલા વિષે, પુષ્કળ વાણી વખાણ વાંચી સાંભળી જોવાં છતાં, લોકો ભેદ સમજતા નથી. જેમ અજાજીલ ફીરસ્તો એ મૌલાનો ભેદ સમજયો નહિં.

---

# કલામે પીર.

અજાઝીલ ફીરશતા બુજરગ કહીએ
અને ગુણવંત કહીયે કૈસા
છત્રીશ ક્રોડ કીતાબાં પડીઓ
પણ ભીંતર ભેદ ન પાયા

કિતાબોમાં લખેલું છે કે, ખુદાવંદ તાલાએ હજરત આદમને મૃત્યુ લોકમાં મોકલ્યા, તે વખતે હજરત જીબરાઇલ અલૈહીસ સલામ ને ઇલમ તથા અકલ આપીને, હજરત આદમ પાસે મોકલ્યા; અને કહેવડાવ્યું કે, અયે આદમ, આ બે ચીજોમાંથી ગમે તે એક પસંદ કરીને લીઓ. હજરત આદમે પોતાના મનમાં બરાબર વિચાર કર્યો કે ઇલમ તથા અકલ બંને ચીજો ગુણકારક છે; જો હું ઇલમને પસંદ કરીને લઇશ, પણ જો અકલ નહીં હશે, તો ઇલમ નકામું છે. જો અકલને પસંદ કરીને લઇશ, તો તેના જોરથી, મને ઇલમ પણ પ્રાપ્ત થશે. આમ વિચાર કરીને, તેઓએ અકલને પસંદ કરી લીધી.

# આગલી રીવાયત ચાલુ.

હજરત મૌલા મુરતઝા અલીના નુરી સ્વરૂપના દીદાર કરી લીધા પછી, આપણા દાયમપીર, હજરત ઇમામ હુસને પાછો સવાલ કર્યો કે "એ પીતાજી, હજરત સુલેમાન બીન દાઉદને મુદ્રિકા બખશીશમાં મળવાથી, આખી ખલકતે ખુદા તેઓની તાબેદારી બજાવતી હતી. સરવે આપની તાબેદારી કરે છે, તેનો આધાર શા ઉપર છે? આપણા દાયમ પીરે આ પ્રમાણે સવાલ પુછ્યા તે પરથી એમ ન સમજવું કે, તેઓને ભેદની ખબર નહીં હતી. શાહ પીરનું નુર એકજ છે, અને તેઓને સરવે વાતોની ખબર છે, પણ એ પાક જાત મૌલા કોણ છે, તેની સરવેને ખબર પડે, માટે તેઓએ સવાલ પુછયો હતો.

---

# રીવાયત બીજી.



"મવદ્દતુલ ઇસલામ" નામની કીતાબમાં, જાબર અનસારીથી રીવાએત કરેલી છે કે, હું હજરત જેનુલ આબદીનના પાક દીદાર નીહાળવા ગયો હતો, એટલામાં, તેઓના ફરજંદ, મૌલાના મહમ્મદ બાકર, ઇલ્મે નબી, મને દીદાર દેવા સારૂ પોતાના રહેવાના મકાનમાંથી બહાર પધાર્યા. આ વખતે મૌલાના મહમ્મદ બાકરની ઉમર નાની હતી. તેઓના મુબારક જુલફા તેઓના પાક રૂખસાર ઉપર ઝુલી રહ્યા હતા. તેઓને જોતાંની સાથે હું બીધો, અને કાંપવા લાગ્યો. મારા આખા શરીરના વાળ ઉભા થઇ ગયા. આ પ્રમાણેની મારી હાલત થઇ જવા છતાં, મેં અરજ કરી કે, યા મૌલા, મારી પાસે પધારો.

મારી દીનવાણી સાંભળી, તેઓ મારી પાસે પધાર્યા. મેં અરજ ગુજારી કે યા મૌલા, મુજ ગરીબ પર મેહેરબાની ફરમાવી, આપની પીઠ મારા તરફ રાખો. મારી આ અરજ સાંભળી, તેઓ ફરીને ઉભા રહ્યા. જાબર અનસારી કસમ ખાઇને કહે છે કે, નબી મહમ્મદ મુસ્તફાની પુશ્ત મુબારકપર, મોહરે નબુવતનું નકશ હતું, તેજ પ્રમાણે, મૌલાના મહમ્મદ બાકરની પુશ્તે મુબારક પર પણ, એવુંજ નકશ હતું. ત્યાર બાદ, મૌલાના મહમદ બાકરે ફરમાવ્યું કે, અએ જાબર, મારા જદ બુઝરગ વાર, જનાબે અહમદે મુખતારે, સંદેશો પહોંચાડવા તને ફરમાવ્યું હતું, તે સંદેશો તેં હજી કેમ નહીં પહોંચાડયો ? અએ જાબર, એક દીવસે તું પેગંબર સાહેબ પાસે ઉભો હતો, તે વખતે, તેઓએ પોતાના સલામ મને પહોંચાડવા માટે, તને ફરમાવ્યું હતું, તે સલામ તેં મને કેમ નહીં પહોંચાડયા ? જાબર અનસારી મૌલાના મહમદ બાકરનું આવું ઇલમ જોઇને હેરત પામી ગયો, અને નબી સાહેબે પહોંચાડવા કહેલા સલામ મૌલાના મહમદ બાકરને જાહેર કીધા.

---

# આગલી રીવાએત ચાલુ.



સલમાન ફારસ લખી ગયો છે કે, હજરત ઇમામ હસનના સવાલના જવાબમાં, હજરત મૌલા મુરતઝા અલીએ ફરમાવ્યું કે, હજરત સુલેમાન પેગંબરની મુદ્રિકાના નગીના ઉપર, જનાબે પંજતન પાકનાં નામ લખેલાં હતાં, એ પંજેતન પાકના નામની બરકતથી કુલ ખલકતે ખુદા, તેઓના હુકમને તાબે રહેતી હતી. આ મુદ્રિકાની બરકતથી, હજરત સુલેમાન બીન દાઉદની આણ સરવે જીન મલાએકપર ચાલતી હતી.

મારો પોતાનો હુકમ સ્વર્ગ, મૃત્યુ, તથા પાતાળ સરવેપર ચાલેછે. હું વજહે ખુદા છું, મારા દીદાર કરનારને ખુદાવંદ તાલાના દીદારના ફળ હાંસલ થાય છે. મારા પછી, મારૂં પાક અવિચળ નુર ધરાવનારનો હુકમ પણ મારી માફકજ ચાલશે.

---

# કલામે મોલા.

અનલ લઝી, ઈન અમુત, લમ અમુત

મતલબ.

હજરત મોલા મુરતઝા અલી ફરમાવેછે કે, જો મારૂં સ્થૂળ શરીર મરણને શરણ થાય, તો પણ હું મરતો નથી.

---

# કલામે શાએર.



મોલા અલી, ઇમામ અલી, મીકતદા અલી
દસ્તે ખુદા, અલી હુએ, ઝબાને ખુદા, અલી

નુરે હીદાયતે મુરતઝા અલી, હમેશાં પોતાના પાક અવિચળ ઇલમ સાથે, એક જીસમી શરીરમાંથી બીજા જીસમી શરીરમાં, દાખલ થઇ, હાજર ઇમામના રૂપમાં હકીકતી દીન સતપંથની હીદાયત કરેછે પ્રથમ કરણહાર કીરતારનું પાક નુર હજરત આદમની પુસ્તમાં દાખલ થયું. હજરત આદમે એ પાક નુરના દીદાર કરવા દુઆ માંગી, ત્યારે એ નુર હજરત શીશમાં દાખલ થયું. પાંડવોએ કરેલા જગનમાં, વિષ્ણુ વર

દાતારના નવમા અવતાર, શ્રી બુધે પધરામણી કરી હતી, એ બુધ અવતાર અંતરધ્યાન થયા પછી, કલીયુગમાં હજરત આદમની પુસ્તમાંથી, એ વિષ્ણુ–વરદાતારનું ઈશ્વરી તેજ, શાહી નુર, હજરત શીશ, પાત્ર અવતારમાં, દાખલ થયું, ત્યાંથી સામ, સલામ, મલકાન, એસલામ, હારૂન, સમઉન સફા, અદનાન, મઅદ, નીઝાર, મુદર, એલીઆસ મુધરક, ખુઝેમા, કીનાને, નઝર, માલેક, ફહર, ગાલેબ, લુવે, કઅબ, મુરે, કીલાબ, કુસે, અબ્દુલ મુનાફ, અબુ હાશમ, થી થઈને અબ્દુલ મુતલબમાં પહોંચ્યું. અબ્દુલ મુતલબથી એ પાક નુરનો પીરાતનનો અંશ, અબદલ્લાહની પુસ્તમાં થઈને, નબી મહમદ મુસ્તફા સલ્લલ્લાહો અલૈહી વ સલ્લમમાં દાખલ થયો, અને શાહી અંશ, અબુ તલેબ વલીથી થઈને, દશમાં નકલંકી અવતાર, હજરત મૌલા મુરતઝા અલી રૂપે, જાહેર અવતારમાં જલવાગર થયું હજરત મૌલા મુરતઝા અલી પછી, તે નુર ઇસમાઇલી અડતાલીશ ઈમામોના જામામાં પ્રવેશ થએલ છે, અને એજ પાક અવિચળ નુર, હાલના જમાનામાં ઇસમાઇલી હાજર ઇમામ, મૌલાના ખુદાવંદ સરકાર, આગા સુલતાન મહમદ શાહ, હાદીયુલ મહદી સાહેબમાં પ્રકાશી રહ્યું છે, અને હકીકતી દીન સતપંથની હીદાયત કરેછે. જેને આંખ હોય તે જુએ, જેને કાન હોય, તે સાંભળે, અને જેને ખરૂં જ્ઞાન હોય, તે પ્રત્યક્ષ ખુદાઇ નુરને અનુભવે મુસલમાની કિતાબોમાં, તેમજ પાક કુરાને શરીફમાં વર્ણન આવેલું છે કે, ખુદાવંદતાલાનું પાક નુર કોહે તુરપર ઝાડની એક ડાંખળીપરથી બીજી ડાંખળીપર ફરી રહ્યું હતું, તેવી રીતે, એ પાક નુર માનખા રૂપી એક જીસમી શરીરમાંથી બીજા જીસમી શરીરમાં દાખલ થતું જાય છે. એ પાક અવિચળ નુરની બતીને બુઝાવી નાંખવા, અનેક પ્રયત્નો થયા છે, પણ તેમ થઇ શકતું નથી.

---

# કુરાને શરીફ, સૂરે સફ.



આયત, ૮

યુરીદૂના લે યુતફુ નુરલ્લાહે, બે અફવાહે હીમ
વલ્લાહો મુતીમ્મુ નુરહી, વલ્ કરેહલ કાફેરૂન

મતલબ

(અસુરો) ખુદાવંદ તાલાના નુરને પોતાના મોઢાથી બુઝાવી નાંખવા ચાહે છે, પણ કાફરો જોકે નાખુશ થાય, તોપણ ખુદાવંદતાલા પોતાના નુરને ભરપુર રાખનારો છે.

ખુદાવંદ તાલાની આ કાયમ રોશની, તે હર જમાનાના હાજર ઇમામ, મુરતઝાઅલી, દયાવંત દાતાર છે, જેઓને પાક પરવરદીગારે પોતાના ફઝલો કરમથી, કિતાબ, ઇલમ તથા દીનની બાદશાહી આપેલી છે.



# કુરાને શરીફ, સૂરે નીસા.



આયત, ૫૪

અમ યહસુદુનન નાસો, અલા મા, અઅતા
હુમલ્લાહો, મીન ફઝલેહી, ફ કદ આતેના
આલા ઇબરાહીમલ, કીતાબા વલ હિકમતા,
વ આતેના હુમ, મુલકન અઝીમા.

મતલબ

શું તે માણસો તે સાહેબો સાથે અદાવત કરે છે, કે જે સાહેબોને કરણહાર કીરતારે પોતાના ફઝલો કરમથી બખશીશ કરી છે, અમોએ ઈબરાહીમ અલૈહીસ સલામની આલને કીતાબ, હિકમત, અને મોટી બાદશાહીની બુઝરગી આપેલી છે.

---

# કુરાને શરીફ, સૂરે બકર.

આયત, ૩૮

વ યઅતીયન્ન કુમ, મીન્ની, હુદન, ફ મન
તબેઆ હુદાયા, લા ખૌફુન અલૈહીમ,
વ લા હુમ યહઝનુન.

મતલબ

આ દુનીઆમાં મારા તરફથી હિદાયત આવતી રહેશે. મારી હીદાયતને જે કોઇ તાબે થશે, તેને કોઈ પણ તરેહનો ખોફ કે ખતરો નથી, અને તે કદીપણ દીલગીર થનારો નથી.

---

# કુરાને શરીફ.

ઈન્ના ઔલીયા અલ્લાહે, લા ખૌફુન અૈલહીમ
વ લા હુમ યહઝનુન

મતલબ.

ખરેખર ખુદાવંદ તાલાની હીદાયતના દોસ્તને કોઇપણ તરેહની બીક નથી, અને તે કોઇપણ વખત દીલગીર થવાના નથી.

એવો કોઇપણ જમાનો કે વખત ગયો નથી, કે જેમાં, નુરે હીદાયતે મુરતઝાઅલીની રોશનીનો દીવો પ્રગટ ન હોય. જેવી રીતે આસમાન ઉપર, શમ્સ, કમર, વખતો વખત પ્રકાશે છે, તેજ પ્રમાણે, એ અખંડ અવિનાશી પુરૂષના નુરનો દીવો દુનીઆમાં જાહેર પ્રકાશી રહ્યો છે. આ હિદાયતનો સૂર્ય કદીપણ અસ્ત પામતો નથી. તેનો વેગ કોઇ અટકાવી શકતો નથી. તે અલોપ થતો નથી. એ હિદાયતનો દીવો દુનીઆના અંતસુધી, દાયમ કાયમ રહેશે. ઈમામ, ઔલીયા, અંબીયાની એક પલવારની મુલાકાત હજારો વરસની ઈબાદતથી વધારે ફાયદા કારક છે.

---

## કલામે મોલા.

ઔલીયા ખુદાકી બાતે કરો,
તો રેહેમત હોવે નાઝીલ
જીને કુફ્ર તોડકર, દીન જગાયા
સરવર સબ વલીઔંસે કામીલ
સારી ઉમર ખોવે ત્રાંબા સોના કરતે
શીખે હીકમત બુ વલી
પલમેં દુશમન ખુદાકા દોસ્ત હો
યેહ હીકમત ફરઝંદે શાહ મોલા મુરતઝા અલી

---

## બૈત

યક ઝમાની સોહબત બા ઔલીયા
બેહેતર અઝ સદ સાલ તાઅતે બીઅરીયા

મસનવી મૌલાના રૂમ

હાજર ઇમામ મુરતઝાઅલી, દયાવંત દાતાર, જેઓ ખુદાવંદ તાલાના નુરનો હાજર ચીરાગ છે, તેઓને શરણે રહેવામાંજ રૂહનો છુટકારો થશે.

---

# આગલી રીવાયત ચાલુ.

હજરત મૌલા મુરતઝા અલીએ ફરમાવ્યું કે જો તમારે હજરત સુલેમાન બીન દાઉદની મુંદ્રિકા જોવી હોય, તો હું તમોને દેખાડું, એમ કહી, એ મૌલાએ હજરત સુલેમાન નબીની વીંટી અમો સરવેને પોતાના હાથમાં દેખાડી.

આપણા દાયમ પીર, હજરત ઇમામ હસને હવે અરજ કરી કે, અએ પીદરે બુઝરગવાર, અમોને સદ્દે સીકંદરી, તથા યાજુજ માજુજની કોમનો મુલક મેહેરબાની કરીને દેખાડો.

સલમાન ફારસ લખી ગયો છે કે, અમોને તે મુલકો તરફ લઇ જવા માટે, અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીનો હુકુમ થતાંની સાથે હવા અમારી વાદળીને તે તરફ લઇ ચાલી. આખરે અમોને એક મોટા પહાડપર ઉતારવામાં આવ્યા. આ ઠેકાણે એક મોટું ગંજાવર સુકું ઝાડ અમોએ જોયું. અમોએ હજરત મૌલા મુરતઝાઅલી ને પુછયું કે, યા ખુદાવંદ, આ ઝાડને શું થયું છે? મૌલાએ ફરમાવ્યું કે, તમે એ ઝાડનેજ પુછો, તે તમોને જવાબ આપશે. આપણા દાયમ પીર, હજરત ઇમામ હસને તે ઝાડને તેની આવી હાલતનું કારણ પુછયું. તે ઝાડને વાચા આવી, અને એકદમ જોશમાં આવી બોલ્યું કે "લબ્બેક, યા મૌલા યા ઇબને રસુલલ્લાહ, આપના પિતાજી દરરોજ સાંજની વખતે અતરે પધારતા હતા, અને કંઇક ઇબાદત જીકર કરીને, પાછા સીધાવી જતા હતા. તેઓના જીસમ મુબારકમાંથી મુશ્ક, અંબર વગેરેની ખુશબો

આવતી હતી, તેથી મારૂં દીમાગ તર થઇ જતું હતું; અને હું હરહમેશ ખુશી ખુશીઆલીમાં હરીઆળું રહેતું હતું. ખુદા જાણે, મારી શી તકસીર થઇ છે કે આજે ચાલીશ દીવસ થયા, એ મૌલાએ મને દીદાર દીધા નથી, તેથી મારા આવા હાલ થયા છે. તે ઝાડની આવી દીન વાણી સાંભળી, આપણા અવ્વલશાહ હજરત મૌલ મુરતઝા અલીએ, તેનાપર પોતાનો મુબારક દસ્ત ફેરવ્યો, કે તરત તે ઝાડ પોતાની અસલની હાલતમાં આવી ગયું. ત્યાર બાદ હવા અમારા બેસવાના વાદળાના ટુકડાને એટલે ઉંચે ખેંચી ગઇ કે, આ દુનીઆ અમોને એક દાણા જેટલી જણાવા લાગી. આવે ઉંચે સ્થળે અમોએ એક ફીરસ્તાને, અલી નબીનો જાંપ જપતો જોયો. આ ફીરસ્તાનું માથું આકાશમાં, પગ પાતાળમાં, એક હાથ મગરબમાં, તથા બીજો હાથ મશરક સુધી લંબાએલો હતો. અહીંઆથી અમે યાજુઝ માજુઝના મુલકમાં ગયા. અમે તેઓને જોતા હતા, પણ તેઓ અમોને જોઇ શકતા નહોતા. તેઓમાં ત્રણ જાત હતી. એક જાત, સો ગજ ઉંચા અને એંસી ગજ પહોળા, બીજી જાત, વીશ ગજ ઉંચા અને વીશ ગજ પહોળા, અને ત્રીજી જાત મોટા કાનવાળા. અમોએ હજરત મૌલા મુરતઝા અલીને તેઓની હકીકત પુછી. મૌલાએ ફરમાવ્યું કે, આ લોકો હાલ મારી આણ માને છે, અને મારા પછી, મારા જાનીશીનોની આણ માનશે. અહીંઆથી અમે કોહે કાફમાં ગયા. તે પહાડ ઝવેરાતની માફક પ્રકાશતો હતો. તેપર મનુષ્ય સ્વરૂપ ધારણ કરી, એક ફીરસ્તો બેઠો હતો. તે ફીરસ્તો આપણા અવ્વલ શાહ હજરત મૌલા મુરતઝાઅલી તથા દોયમ પીર હજરત ઈમામ હસનને જોઇને સલવાત પડયો, અને તેઓની તાઝીમમાં ઉભા થઇને કહ્યું કે, મારી એક અરજ છે. મેહેરબાની કરીને, મને મારા ભાઇને મળવા જવાની રજા આપો. મૌલાએ તે ફીરસ્તાની અરજ સ્વીકારવાથી તે ત્યાંથી રવાના થઇ ગયો. કોહે કાફમાં આ ઠેકાણે પણ એક ગંજાવર મોટું ઝાડ અમોએ જોયું, તેની હાલત પણ અગાઉ વર્ણન કરેલા ઝાડ જેવી થઇ હતી. અમે તે ઝાડ નીચે જઇને બેઠા. અમોએ હજરત મૌલા મુરતઝાઅલીને

પુછ્યું કે, યા મૌલા, અહીંઆ ફીરસ્તો બેઠો હતો, તે ક્યાં ગયો? મૌલાએ ફરમાવ્યું કે, ગઇ કાલે હું ઝુલમાતના પહાડપર ગયો હતો, ત્યાંથી એક ફીરસ્તો મારી રજા લઇને, આ ફીરસ્તાને મળવા આવ્યો હતો, હવે આજે આ ફીરસ્તો મારી રજા લઇ, તે ફીરસ્તાને મળવા ગયો છે. અમોએ અરજ કરી, યા મૌલા, ફીરસ્તા ઉપર પણ આપનો હુકમ ચાલે છે? મૌલાએ ફરમાવ્યું કે, મારા હુકમ વગર, કોઇપણ ફીરસ્તો પોતાની જગાપરથી ખસે, તો ખુદાવંદ તાલાના કેહેરની વીજળી તેને બાળી નાંખે છે. આ રીવાયત, ઇસલામી ખાસ પુસ્તકોમાંથી લખવામાં આવેલ છે. જ્યારે કોઇપણ ફીરસ્તો, હજરત મૌલા મુરતઝાઅલીના હુકમ સિવાય, કદમ ઉપાડી શકતો નથી, ત્યારે સાબીત થાય છે, કે હજરત જીબરાઇલ ફીરસ્તો દરેક નબી ઉપર, વહી લઇને આવતો હતો, તે એજ મૌલાના હુકમથી આવતો હતો.

"કશાફ સહી મસકુત" નામની ઈસલામી કીતાબમાં લખેલું છે કે, એક દીવસ, નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમે, પોતાના મુખ મુબારકમાંથી વાણી ઓચરી કે, યા અલી, જેણે તમારી સાથે લડાઇ કરી, તેણે મારી સાથે લડાઈ કરી, કેમકે તમે મારેથી છો અને હું તમારેથીછું. તમે મારા ભાઇછો. તમારો રૂહ તે મારો રૂહ છે. બીબી ફાતમત ઝોહરા મારા તનનો ટુકડો છે, તેઓને દુઃખ દેનાર મને દુઃખ દેનાર છે. હજરત ઈમામ હસન, હુસેન, મારા નુર ચશમ છે. હજરત નબી મહમદ મુસ્તફા, હજરત ઈમામ હસન, હુસેનને "નુરૂલ ઐન" અને "જવાનાને અહલે બેહેશ્ત" કરીને કહેતા હતા. એ પાંચે સાહેબો, જનાબે પંજતને પાક, હજરત આદમ પેદા થયા તેની અગાઉ પણ સાકારી સ્વરૂપમાં હતા, તેના પુરાવામાં નીચેની હદીસ, આપવામાં આવે છે.

---

# હદીસ શરીફ

લમ્મા ખલકલ લાહો અબલ બશર વ નફખ ફીહી, મીન રૂહેહી, ઈલતફતા આદમો મૈમનતુલ અરશે, રઆ નુરલ ખમસા અશબાહ. કાલા આદમો, યા રબ્બ, બલ ખલકતા અહદન મીન તીન, કબલી, અરા હુમ ફી સુરતી, કાલા રબ્બો, હાઉલાએ ખમસતો મીન વુલદેકા, યા આદમ હાઉલાએ ખમસતો, સફુતી, સફીનતો નજાત, મન તઅલ્લકા બેહા, નજા, વ મન આદા અનહા, ગરકા.

# તરજુમો



જયારે ખુદાવંદ તાલાએ મનુષ્ય જાતિના પિતા હજરત આદમને પેદા કર્યા અને પોતાના રૂહમાંથી તેમાં રૂહ ફુકયો. ત્યારે હજરત આદમે અરશની જમણી ગમ નીગાહ કરી, તો પાંચ તન જોવામાં આવ્યા. હજરત આદમે અરજ કરી, યા ખુદાવંદ, મારી અગાઉ, તેં કોઇને માટીમાંથી પેદા કર્યા છે? હું તેઓને મારી શીકલ પ્રમાણેના જોઉંછું. ખુદાવંદ તાલાએ ફરમાવ્યું કે, એ પંજતન, તારી આવાદમાં પેદા થશે. તેઓ મારૂં નુર છે. તેઓ નજાતની કીશતી છે. જે તેને વળગી રહેશે, તેને નજાત હાસલ થશે, અને જે તેને છોડીને જતો રહેશે, તે ગરક થઇ જશે.

# આલમે અરવાહ

ખુદાવંદ તાલાએ "કુન" એટલે "થઇ જા" એ શબ્દ બોલીને સરવે રૂહોને આલમે અરવાહમાં ઉત્પન કર્યા

# કલામે શાએર

"કુન" કે કહેતેહી, હકને પૈદા કીયે કુલ જહાન
નહીં કીસીકી નમુદ થી, ઉસ ખાલકકી થી શાન
અવ્વલસે, યાર, કછુ નહીં થી, બસતી નીરગુનકી
સારી રચના ઉને બનાઇ, ચવદારે ભવનકી

કિતાબોમાં વળી એમ પણ લખેલું છે કે કરણહાર કીરતારે સૃષ્ટિની રચના છ દીવસમાં કરી.

# કુરાને શરીફ સુરે અઅરાફ.

આયત ૫૪.

ઇન્ના રબ્બકુમુલ્લા હુલ લઝી ખલકસ
સમાવાતે વલ અરઝ, ફી સીત્તતે એયામ

મતલબ.

ખરેખર તમારો પાલણહાર ખુદાતાલા તે છે કે જેણે છ દીવસમાં જમીન તથા આસમાન પેદા કીધાં.

# કલામે પીર.

એજી, કુદરત તેરી, મૌલા પાર ન જાણું
જાણે તું એક ઇલાહી, એભી તઇએ તમે
એજી, છ દીનમાં સાહેબે રચના રચાઇ
તે રચનાકી કુદરત સાચી, એભી તઇએ તમે

ખુદાવંદ તાલાએ પોતાની કુદરતે કામેલાથી, છ દીવસમાં, સરવે સૃષ્ટિની રચના કરી, બાદ સરવે રૂહાનીઓને સવાલ કર્યો કે, અયે રૂહાનીયો, તમે મને ઓળખોછો, કે હું કોણ છું?

કેટલાક ગ્રંથકર્ત્તા આમ પણ લખી ગયા છે કે, ખુદાવંદ તાલાએ રૂહાનીઓને પેદા કરતાંની સાથે, પોતાને સીજદો કરવા ફરમાવ્યું. કેટલીક રૂહાનીઓએ ખુદાવદં તાલાને ઓળખ્યો નહીં. અને કેટલીક રૂહાનીઓએ ખુદાવંદ તાલાનો હુકમ માન્યો નહીં. કેટલીક રૂહાનીઓ ખુદાવંદ તાલાને ઓળખી શકી નહીં, તેનું કારણ એ કે તે વખતે તેમને કોઇ રાહબર ગુરૂ મળ્યો નહોતો. ગુરૂ વગર બીજો કોઇ ચોરાસીના ફેરા ટાળી શકતો નથી. મુરશીદ જ્ઞાન સમજની હીદાયત કરનાર રોશની છે.

---

# કલામે પીર

મુરશીદ દીવા હએ જુગમાં, જો આન બતાવે સેર
એ વાટ બોહોત રળીઆમણી, જયાં નહીં ચોરાસી ફેર

# કલામે પીર.



જીરે વીરા, પરથમ ગુર નરને સરેવીએ
જેથી પાપ તે જાયે સરવે દુર
લખ ચોરાશી ફેરા તો ટળે
જો ભેટીએ સતગુર નુર
જીરે વીરા, નુર માંહેથી સતગુર ઉપન્યા
જ્યારે હતો તે ધંધુકાર
પ્રજાથી પેહેલાં પેદા કીધા
ગુર નબી મહુમદ નો અવતાર



# સતપંથ ધરમની ઉત્પાતિ.

જે વખતે પાક પરવરદીગારે આપણી રૂહાનીઓને સવાલ કર્યો કે, હું કોણ છું? કેટલીક રૂહનીઓ ખુદાવંદતાલાના એ સવાલનો જવાબ આપી શકો નહીં. તેથી અરવાહોને બ્રહ્મનું જ્ઞાન એટલે ખુદાવંદતાલાની મઅરફત પીછાણ આપવા માટે, સૃષ્ટિ ગુરૂ બ્રહ્માને હુકમ થયો.

## ફરમાન મુબારક.

મૌલાના આગા અલી શાહ દાતાર, અનંત ક્રોડી આધાર એઓએ ફરમાવ્યું કે, કરણહાર કીરતારે સૌથી પેહેલાં, હકીકતી સતપંથ દીન ઉત્પન કરી, હજરત નબી મહમ્મદ મુસ્તફા. અને આલે મોહમ્મદ હાજર ઇમામ મુરતઝા અલીની સાથે મોહબ્બત અને ઓળખાણ રાખવાનો હુકમ કર્યો. તેઓની સાથે મોહબ્બત રાખી, તેઓની ફરમાન બરદારી કરવામાં ઘણો ફાયદો છે.

## હદીસ મુબારક

મઅરફતો આલે મોહમ્મદ, બરાઅતુન મીનન નાર,
વ હુબ્બો આલે મોહમ્મદ, અમાનુન મીનલ અઝાબ.

**મતલબ**

નબી સાહેબની આલ, હાજર ઇમામ, મુરતઝા અલીની શનાખ્ત, એ જહન્નમની આગથી બચવાનું સાધન છે. નબી સાહેબની આલ, હાજર ઇમામ, મુરતઝા અલીની મોહબ્બત, જહન્નમના અઝાબ-માંથી છુટવાનું સાધન છે.

---

# કલામે પીર.

દુર દેશથી આવ્યો વણઝારો, શાહ મીલ, સોદા કીજીએ
સુતાં, બેસતાં, રાહ ચાલતાં, નામ સાહેબજીકા લીજીએ
માણક લઇને, વણઝારોરે આવ્યો, માણક ચુણી ચુણી લીજીએ
માણક છોડીને જે કાચ વણજન, તીન સાણ વણજ ન કીજીએ

પાક મુરશીદ સતગુરને શરણે જઇ, પોતાના મનની અડગ સ્થિરતા રાખવાની જરૂર છે, કારણકે પાક મુરશીદની દામન પકડવા પછી, ઘડી ઘડી પોતાના મનને ફેરવી નાંખનાર શખ્સ, કોઇ પણ સત્ય રસ્તાને મેળવી શકતો નથી, હકીકતી સતપંથ દીનના રસ્તામાં, મનની સ્થિરતા, ઘણીજ ઉત્તમ અને ઘણીજ ઉપયોગી છે.

---

# કલામે પીર.

મન થીર કરોરે મુનીવરો, અને થર વિના દુખ અપાર
કારણ સઘળું મન તણું, એમ સતગુરૂ કહે છે પુકાર

નફ્સે અમ્મારા, એટલે આપણા પર સત્તા ચલાવનાર મન આપણા દીન ધરમનો જાની દુશ્મન છે. હર તરેહથી આપણુને ભટકાવનાર નફ્સે અમ્મારા, એટલે મનને જ્યાં સુધી આપણે કાબુમાં લઈ શકતા નથી, ત્યાં સુધી, આપણે સતપંથ દીન ઉપર અખંડ ટકી શકતા નથી.

## કલામે શાએર.

**સીમાબ અગર કુશતાહ હો, તો મિસકો તીલા કરે**
**દીલ અગર કુશતાહ હો, તો ખુદા જાને, કયા કરે**

**મતલબ.**

પારાને મારી, તેની ખાક બનાવી સ્થિર કરવામાં આવે તો તેને જોગે, ત્રાંબાનું સોનું બને છે. પણ જો મન ને મારીને સ્થિર કરવામાં આવે, તો તેને જોગે, જે જે ઉંચી ગતિએ પંહોંચાય છે, તેનો હિસાબ ખુદાવંદજ જાણે છે.

હકીકતી દીન સતપંથમાં આપણુને સાચા સતગુરૂ, સાચા રાહબરની ખાસ જરૂર છે. **હાજર ઇમામ** મુરતઝા અલી કરતાં વધારે ઉંચો રાહબર કોઇ નથી. સાચી રાહબરી વગર, અનેક માણસો આડે રસ્તે ભટકીને, રઝળી મરે છે, માટે ખરી હીદાયત કરનાર, **હાજર** ઇમામ મુરતઝા અલીનેજ પોતાનો રાહબર બનાવવો જોઇએ.

## કલામે પીર

**સાથી અએસા કીજીએ, જે કોઇ રાહ બતાવે**
**ઉનકે સંગે ચાલીએ, મનમાં શંક ન લાવે**

# કહેવત

ગુરૂ બીના જ્ઞાન, જેવી અંધારામાં આરશી

# કહેવત બીજી

જીસકે સર પે મુરશીદ નહીં, ઉસકા મુરશીદ શૈતાન

# અરબી કહેવત

લા શેખ લહુ, લા દીન લહુ, ફ શૈખોહુ શૈતાન

મતલબ

જેની ઉપર મુરશીદ નથી તે ધર્મ ભ્રષ્ટ થઇ જાયછે, અને ત્યાર પછી શૈતાન તેવા માણુસોનો મુરશીદ રાહબર થઇ બેસેછે.

આ કલજુગની સંધીમાં, શૈતાન ઘણા સ્વરૂપથી આપણને ફરેબ આપેછે. આપણે શતાનને ઓળખી શકતા નથી માટે મૌલાએ પોતાની પાક વાણીમાં એવા શૈતાનની કસોટી આપણને સમજાવેલ છે.

# કલામે મૌલા.



બુરા જો તુજ પાસ આ બેઠા ઉસ બુઝ શૈતાન
બુરેકે શીખાને સી, આખર હોસી પસેમાન

# કુરાને શરીફ સુરે નીસા

આયત ૫૯

**યા અય્યુહલ લઝીના આમનુ, અતીઉલ લાહ, વ અતીઉર રસુલા વ ઉલુલ અમરે મીન કુમ**

**મતલબ**

અયે ઈમાન લાવનારા દીનદાર મોમનો, તમે અલ્લાહ, રસુલ તથા સાહેબે અમર, એટલે, જેને આગલો ઈમામ દીનથી હકુમત આપી જાય, તેમની તાબેદારી કરો.

આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાએ અસહાબો, અનસારો મુહાજરીન અને કુલ સામાન્ય મુસલમાનોને ગદીરે ખુમના મેદાનમાં અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીની તાબેદારી કરવા ફરમાવ્યું, તે દીવસથી આજ હાજર ઇમામ સુધી, અડતાલીશ જામામાં, એજ અમર ચાલ્યો આવે છે. હરેક જામાના હાજર ઇમામ પોતાના વખતના ઉલુલ અમર થતા આવેલા છે. મૌલાના ઈમામ મહમદ બાકર, અને મૌલાના ઇમામ જાફર સાદક ફરમાવી ગયા છે કે, ઉલુલ અમર, આલે મહમદ, જમાનાના હાજર ઇમામ છે, તેમની ફરમાન બરદારી કરવી લાઝમ છે. આ કલજુગના જમાનામાં સાચો રસ્તો દેખાડનાર, આલે મહમદ ઔલાદે અલી, જમાનાના હાજર ઇમામજ છે.

હાજર ઇમામ, મુરતઝા અલી, જેઓ આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી તથા આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાનું પાક અવિચળ નુર છે, તે સિવાય, બીજા ગુરૂથી આપણું કાંઈપણ કલ્યાણ થવાનું નથી.

નહી કીસસેઈ કામ હુમારા સરે
ગર લાખ ગુરૂ દુનીયામેં કરે
ઉનપે સચ્ચે દીલસે યકીન ધરે
તોભી, મુફતમેં મેહેનત જાવે તમામ—૧
ફુલાતુને ઝમાન કોઈ આન ચડા
ઔર ઠાઠભી અપના, વોહુ દેવે બડા
નહીં પાસ ઉનકો, તુમ કરના ખડા
જો દરઓ સો મુફતમેં જાવે તમામ—૨

જે પ્રમાણે એક બાળકની માતા, તેને દુધ પાઈ, તેના શરીરપર હાથ ફેરવેછે, ત્યારે તે બચ્ચું જેવું આસુદા થાય છે, તેવીજ રીતે, હાજર ઇમામ, મુરતઝા અલીની મોહુબ્બત આપણુને આસુદા બનાવે છે. કોઇ બાળક લાકડાની ચુસણી ધાવીને ખરેખાત આસુદા થતું નથી, તેમ હાજર ઇમામ મુરતઝા અલી સિવાય, બીજા ગુરૂઓથી આપણા રૂહને સદા આનંદરૂપી મુક્તિ મળી શકતી નથી. છાશ ગમે તેવી મીઠી હોય, તોપણ તે દુધ સમાન થનાર નથી.

---

# કલામે કવિ



પ્રીત કીજે તો જાણુ સુજાણુસું
ઔર હેવાન સું પ્રીત કેસી
સુડલા બેઠા માસ છ માસ
ચાંચ મારે તો કપાસ જેસી
કહે કવિ ગંગ, સુનો શાહ અકબર
છાશ મીઠી, પણ કયુ દુધ જેસી ?

# કલામે પીર

જીરે વીરા આલ અલી નબીજીના સરેવીએ
અને વિલંબ ન કીજે, વાર
શીતેર સોસો હુસેનીઆં
આપણા કાયમજીનો પરીવાર

---

# કલામે મૌલા

નેક સોહબત વે જાણો, જો બતાવે નેક રાહ
તો સંગત કીજે આલે રસુલ, જો નીત નેક બતાવે રાહેઈલાહ
દોસ્તી સંગ વેસસું કરીએ, જો ખુદા કાજ પડે કબુલ
દોસ્તી કીજે સંગ આલે રસુલકે, અંત છુટકા દીલાવે આલે રસુલ
પખીં મને ઉતમ બુધ ઉસકી, જો નેક અસલ ઔર નેક જમાલ
તો આદમીમેં દોસ્તી ઉસકી કરીએ, નબી, અલી, અને નબીજીકી આલ

નબી સાહેબકી બાતેં, હદીસ, રીવાયત, જો સમજા, સો હુઆ ખાસ
નબીજીકે ફરજંદકો નિતાનિત માનો, તો તુમકો શફાઅતકી બડી આસ.

---

# કલામે શાએર.

મોલ લી દોઝખ, ઇબાદતભી અગર ખાલકકી કી
આલ અહમદ કી તવલ્લાસે ગાફલ જો હો ગયા

ઇબાદતકે ભરોસે પે, નાહક ઉમરકા ખોના
બે ફઝલ મૌલાકે, મહાલ હુએ, અંબીયા હોના

કલામે ખુદા, કલામે પીર, કલામે મૌલા, અને શાએરોના કલામ પરથી સાબેત થાયછે કે મોહબ્બત અને દોસ્તી હાજર ઇમામ મુરતઝા અલીથી રાખવી જોઇએ. એ મૌલા આપણુને આખતરના અજાબથી બચાવનારો અને વસીલે નજાત છે. એ મૌલા સિવાય, આખરમાં કોઇ બીજો ફૂલાતુને ઝમાન હશે તે પણ આપણુને ઉપયોગી થનાર નથી.

---

# કલામે પીર.

આલ ઈમામની તે કહીએ, જે તખતે બેસે જાણ
પીર મુરશીદ કેલાવશે, નબીની નબુવત પરમાણ

આ કલામે પીરનો ભાવાર્થ આ પ્રમાણે છે કે પેગંબર સાહેબથી આજદીન સુધી જે ઇમામો થઇ ગયા તે દરેક ઉપર આગલા ઇમામ અમર કરતા ગયા. તેજ મૌલા ઇમામની આલ પાક ગણાયછે. એજ સાહેબો પીર મુરશીદ થવાને લાયક છે.

---

# કલામે પીર.

—0:-:0—

એજી, આ કલજુગમાં પીર બોત ફીલાવે
અને તીસથી સેંસો ન મટે, એક જીઓજી, જીરે ભાઇરે
એજી આલ ઈમામની, તમો પીર કરી જાણો
અને તીસથી ભવસાગર છુટો, એક જીઓજી, જીરે ભાઇરે

# કલામે મૌલા.

ઓલીયા ખુદાકી બાતેં કરે, તો રેહેમત હોવે નાઝીલ
જીને કુફર તોડકર, દીન જગાયા, સરવર સબ વલીયોંસે કામીલ
પંજતન રબને પાક કીયે, પીર હોવે જો ઉનકી આલ
જો રેહેમત રબકી, આપ ઉપર ચાહો, તો નામ ઉસકા લો, હર હાલ

કલામે મૌલા અને કલામે પીરમાં ફરમાવેલું છે, કે ખરેખરા હીદાયત કરનાર, રાહનુમા આલે રસુલ છે. તેઓની સાથે મોહબ્બત રાખવી ખુબ છે. એ મૌલાના નુરે હીદાયતના ચીરાગની રોશનીમાં રહી, તેઓની ફરમાન બરદારી કરવા ફરમાવેલું છે. એક ઇમામના ગમે તેટલા ફરજંદ હોય, તેમાંથી ઇમામ ગમે તેનાપર અમર ઉતારે, તે ઉલુલ અમર, આલ રસુલ હાજર ઇમામ, મુરતઝા અલી ગણાય છે.

# કલામે પીર.

યા શાહજી, આલ હમારી જુગમાંહે આવી
તીનકો પુરા સરવોજી
આગલ, વેળા દોહેલી આવે,
તીસમેં ના રેવે ચિંત—હરી.
કસોટી કીજે જુગમાં, તો જાશે સરવે પાપ
આલ ઇમામ સરેવીએ, તો સોહીલા હોવે કાજ
જીરે વોરા, હવે કુલક્ષેત્ર નથી પાંચમો, તમે રોલો કરશો કયાંએ
સરવે વસ્તુ ખોઇ કુડે પાપીએ, જેણે છોડાં ઇમામનાં બાંહી

# કલામે શાએર.

બે હુબ્બે અહલે બૈત, ઇબાદત હરામ હુએ
ગાફીલ, તેરી નમાજકો, મેરા સલામ હુએ

# હદીસ શરીફ.

## હુબ્બુલ અહલે બૈતી, વાજેબુન, અલા ઉમ્મતી.

મતલબ

નબી સાહેબ ફરમાવે છે કે મારી આલની મોહબ્બત મારી ઉમ્મત ઉપર વાજબ છે.

હદીસે મુબારક, કલામે પીર, અને શાએરોના કલામ પરથી સાબેત થાય છે કે, હાજર ઇમામ મુરતઝા અલી, જેઓને આપણે શાહ અને પીર કહીએ છીએ, તેઓ મૌલા મુરતઝા અલી તથા નબી મહમદ મુસ્તફાના નુર અવતારી પુરૂષ છે. તેઓની સાથે મોહબ્બત રાખવી વાજબ છે. એ સાહેબોની સાથે મોહબ્બત રાખવા આપણે આલમે અરવાહમાં કબુલ થયા છીએ. પણ દુનીઆની માયા જાળ, તથા શૈતાનનાં ફરેબથી ફસાઈને આપણે સરવે ભુલી જઇએ છીએ.

# કલામે પીર

એજી સત પંથ આપણો સુધો કરી સરેવો
ભાઇ દુનીઆ છે પાખંડ બાજી, એક જીઓજી. જીરે ભાઇરે

એજી કલમાંહે આવી સબ કોઇ ભુલ્યા
કીઆ મુલ્લા ને કીઆ કાજી, એક જીઓજી, જીરે ભાઇરે

સફ્ફીનની લડાઇમાં શીમર નામને મહા વિદ્વાન જંગી પહેલવાન પકડાઇ ગયો હતો. તે મોટો આલીમ હતો. પણ પૈસાની લાલચમાં ફસાઇ જઈ, નબી સાહેબના જાનીશીન, ખલીફા બર હક, હજરત મૌલા મુરતઝા અલી સામે લડયો "અલી હકની સાથે છે, અને હક અલીની સાથે છે" એ પ્રમાણેની નબી સાહેબની હદીસ મુબારક વિષે તેને ખબર હતી, છતાં પણ, એ મૌલાની સામે જંગ કરવા રણમાં ઉતર્યો.

## કલામે શાએર



પર જો કોઇ હો, આલે મોહમ્મદકા દોસ્તદાર
બેટાંસે, જાન માલસે, શાહ પર હો નીસાર
રખતા હુએ દુનીઆમે વોહ શખ્સ, ઈફ્તખાર
દેખેગા કલ વોહ, ગુલશને ફીરદોસકી બહાર
અઝીઝો, જૈસા હકકી ઈબાદતમેં લુત્ફ હુએ
વૈસાહી, નબીકી આલકી ઉલફતમેં લુત્ફ હુએ

## કલામે પીર

—— 0-:-0 ——

એજી દીલ દીયા ઉને સબ કુછ દીયા
અને અહોનિશ જાગો મારા વીર

કોડી તેત્રીશ સાથે જઇ મળો
એમ બોલ્યા ગુર શમસ પીર

# હદીસ મુબારક.

વ મન માતા વ લમ યઅરફ઼ ઈમામ ઝમાનેહી
ફ઼ માતા મૈયતન જાહીલીયતન, વલ જાહેલો
ફીન નાર

તરજુમો

નબી મહમદ મુસ્તફા ફરમાવેછે કે જે શખ્સ આખર દમ, મરતાં સુધી પોતાના જમાનાના હાજર ઇમામ મુરતઝા અલીને ન ઓળખ્યો, તે અજ્ઞાનતામાં મરી ગયો, એવો જાહેલ અજ્ઞાન શખ્સ જહન્નમની આગમાં પડેછે.

# કલામે પીર

એજી આદ ગુર નર જુગા જુગ આવીઆ
ગુરનો અકલ કલ્યો નવ જાએ
ગુરનું થાનક, જંબુદીપમાં
શાહનું થાનક, એરાક ખંડ માંહે
એજી ગુર નરનું રૂપ પીછાનો
કાંએ ભુલો છો વારો વાર
પંછમથી ધણી આવશે, ભાઇ
આજ કાલ દશમે અવતાર

# કલામે મૌલા

ઔર હુનર કમાઇ સબ ફના હોવે
પીછાન રબકી રહે બાકી
એ સુનો સમજો યાદજ રાખો
યું ફરમાવે મૌલા કવસરે સાકી

પાક કુરાને શરીરમાં, પાક કલામે મૌલામાં, નબી મહમ્મદ મુસ્તફાની પાક હદીસ મુબારકમાં, તથા પાક કલામે પીરમાં સરવે ઠેકાણે ફરમાવેલું છે કે હાજર ઈમામ મુરતઝા અલીને ઓળખો કે એ મૌલા કોણ છે? એ મૌલાની ઓળખાણ વગર, અને તેઓની શનાખ્ત મઅરફત વગર, દાન ધરમ કાંઇ કામ આવનાર નથી.

# હદીસ મુબારક

યા અલી, લૌ અન્ના અબ્દન અબ્દલ
લાહુ, હક્કા ઈબાદતેહી, સુમ્મા શક્કા,
ફીકા, કાના, ફીન નાર

**મતલબ.**

નબી મહમદ મુસ્તફા ફરમાવે છે કે, જો કોઇ બંદો, તેની ઈબાદતની ફરજ પ્રમાણે, ખુદાવંદ તાલાની બંદગી પણ ગુજારે, છતાં પણ, જો તે તમારા મરતબામાં જરા પણ શક લાવશે, તો તે જહન્નમનો અધિકારી થશે.

હકીમ, તબીબ, દાકટર કે વૈદોને ખુદાવંદતાલાએ બીમાર માણસોને સાજા કરવા સારૂ, ઉત્પન કરેલા છે. એવા હકીમો સરવે બીમારોના રોગની પરિક્ષા કરી, બીમારોને દવા આપે છે, અને તેઓની બીમારી દુર કરી, તેમને તનદુરસ્ત હાલતમાં લાવે છે. એ પ્રમાણે, માનવંતા બુઝરગ પીર સદરદીન સાહેબે, તથા ઉસ્તાદ પોર હસન કબીરદીન સાહેબે, ભટકેલા જીવોની બીમારી જોઇને, તેમને મુક્ત કરવા સારૂ, બોધ કરીને, હકીકતી સતપંથનો રસ્તો દેખાડયો. હાજર ઇમામ, મુરતઝાઅલી, જેઓ મુક્તિદાતા છે, તેઓની ગાદી દેખાડી, તેઓના સાયા હેઠળ રહેવા અને તેઓના પાક ફરમાન પ્રમાણે ચાલવા ફરમાવ્યું. એ સાચા સતગુરૂઓએ, આપણી નજાત કરવા સારૂ, પોતે અનેક કષ્ટો વેઠયાં.

આપણો કરણહાર કીરતાર, આપણા રસુલે સરવર, આપણા ઇમામો આપણા બુઝરગાને દીન, રાવીઓ અને શાએરો એકસરખી રીતે, કહી ગયા છે કે, હાજર ઇમામ, મુરતઝાઅલીના હક આપણા ઉપર ઘણા છે, માટે એ મૌલાની જાતને બરાબર ઓળખી તેઓના હક અદા કરવા જોઇએ. હાજર ઇમામ મુરતઝા અલીની મોહબ્બત ઇનસાનના ગુનાહોને બાળીને ભસ્મ કરી નાંખે છે.

---

## હદીસ મુબારક

**હુબ્બો અલીયીન યઅકુલુઝ ઝનબા, કમા,**
**યઅકુલુન નારૂલ હુતબ**

**મતલબ**

જેવી રીતે આગ લાકડાંને બાળીને ભસ્મ કરી નાંખે છે, તેવી રીતે, હજરત મૌલા મુરતઝા અલીની મોહબ્બત ગુનાહોને બાળી નાંખે છે.

# કલામે મૌલા

—:○:—

નેક સંગત પાઇએ એકદમ
તો ગનીમત જાણો વોહી દમ
એકદમ કલમા, કુફ્ર તુટે
એકદમ તોબા કરે, ગુનાહ ગુમ
એકદમ ત્રાંબા સોના હોવે
પારસ ભેટે પડે ટંકસાલ
એક દમ મોહબ્બત મૌલા દીલ વસે
તો છુટ પડે સબ જંજાલ

— —

# રીવાયત

—○=○—

ઇસલામી કિતાબોમાં લખેલું છે કે એક દિવસ આપણા અવ્વલશાહ હજરત મૌલા મુરતઝા અલી મૌલાના ઇમામ હુસેન સાહેબને પોતાના મુબારક ખોળામાં બેસાડીને પૂર્ણ ખુશીમાં બેઠા હતા. તે વખતે આપણા દુયમ શાહ હજરત ઇમામ હુસેનની ઉમર દુનીઆ બહાને બે વરસની હતી. આ વખતે સલમાન ફારસ ત્યાં આવી લાગ્યો અને આપણા બંને શાહ પાસે અદબથી ઉભો રહ્યો. આપણા અવ્વલ શાહ હજરત મૌલા મુરતઝા અલીએ સલમાન ફારસને ફરમાવ્યું કે અયે સલમાન, આ વખતે તારે જે કાંઇ પુછવું હોય તે આ મારા બરખુરદાર હજરત ઇમામ હુસેનને પુછ. એ તારા ગમે તેવા સવાલનો જવાબ તને આપશે. આ સાંભળી સલમાન ફારસ વિચારમાં પડી ગયો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ બે વરસનું બાળક મારા

સવાલનો શું જવાબ આપી શકશે? પણ જો હું સવાલ નહીં પુછીશ, તો તરકે અદબ, એટલે ના ફરમાની થશે. સલમાન ફારસે હજરત ઇમામ હુસેનને પુછ્યું કે, યા મૌલા, આપના પિતાજીની ઉમર કેટલી છે? આપણા દોયમ શાહ, હજરત ઇમામ હુસેન સાહેબે ફરમાવ્યું કે, અયે સલમાન, તું મને બાળક સમજે છે, પણ તારી સમજણ પ્રમાણે હું બચ્ચું નથી.

---

# કલામે પીર.

આકાશ દેવનું મુખ છે, પાતાળ દેવના પાય
દેવને કાળ નહીં, નિદ્રા નહીં, માહ રૂખી રાય દયાળ

આપણા દોયમ શાહ, હજરત ઇમામ હુસેને ફરમાવ્યું કે અયે સલમાન, મારા પિતાજી તથા હું, આ સૃષ્ટિનું કુલ મંડાણ પેદા થવાની અગાઉ, હસ્તીમાં હતા. આ વાત સાંભળીને સલમાન ફારસની આંખો ઉઘડી ગઇ, અને કહેવા લાગ્યો યા મૌલા, તમારો અંત તમોજ જાણો છો. જેને તમે હિદાયત ફરમાવો છો, તેજ તમારી અસલ જાતને ઓળખી શકે છે.

---

# રીવાયત

સલમાન ફારસથી રીવાયત લખવામાં આવેલ છે કે, એક દીવસ આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમ કંઇક કારણ સર પોતાના હુજરામાં ઉદાસ બેઠેલા હતા. તેઓને

દીલાસો આપવા સારૂ, આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી તેઓની પાસે બેઠા હતા. એટલામાં આપણા દોયમ શાહ, હજરત ઇમામ હુસેન સાહેબ હુજરામાં દાખલ થયા. નબી મહમ્મદ મુસ્તફાએ તેઓને ઇશારેથી બોલાવતાંની સાથે તેઓ દોડીને પોતાના નાના સાહેબ, નબી મહમદ મુસ્તફાના સીના મુબારક પર ચડીને બેઠા. આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીએ ફરમાવ્યું કે, અએ ફરજંદે દીલબંદ, તમારા નાના સાહેબની બે અદબી કરવી, તમને સજાવાર નથી. જુઓ હું દુનીઆ બહાને, ઉમર તથા મરતબામાં તમારાથી મોટો છું, પણ મેં કોઇ પણ દીવસે તેઓની બે અદબી કરી નથી. તમારા નાના સાહેબનો દીન સૌથી પેહેલાં મેં કબુલ કીધો. જો હું આ દુનીઆમાં આવ્યો નહોત તો દુનીઆમાં કોઈ પણ તેઓના પાક દીનને કબુલ કરત નહીં.

---

# કલામે શાએર

હેદરકી જાતસે, મદદે હર વલી હુઇ
તાઝી હરેક ગુલશનો ગુલકી કલી હુઇ
કયા સૈફ થી, જો ખૈબરો, બદરો, હુનૈનમેં,
ખેંચી જો ઝુલફીકાર, તો ફતહે અલી હુઇ

હીજરતની રાત્રે, તમારા નાના સાહેબનો પોશાક પહેરી, હું તેઓના બીછાના પર સુતો, અને તેઓને સહી સલામત મકામાંથી મદીના તરફ, કુફારોના ઘેરા વચ્ચેથી, રાતો રાત પસાર કર્યા. ખંદકની લડાઇમાં, ઉમર બીન અબદે વદ નામના નામાંક્તિ પેહેલવાન સામે, હું હુમલો લાવ્યો, અને એક ક્ષણ વારમાં તેનું સર તેના તનથી મેં જુદું કર્યું.

# કલામે શાએર

—*○*—

કુજા હુએ રૂસતમ, જમશેદ, ફરીદુન,
કુજા હુએ, હાકીમ હર ઇસ જહાંકા
ઉમર બીન અબદે વદ, લડા અલીસે
ન તાબ લાયા ગુરજે ગીરાંકા

મારી માતાજીનું નામ, ફાતેમા બીનતે અસદ છે. મારા પિતા, હાશમી, અબુ તાલેબ છે. મારા દાદા અબદુલ મુતલબ છે, જે મકાના બાદશાહ હતા. મારા ભાઇ જાફરે તૈય્યારને યાકુતની બે પાંખો મળીછે. તમારા નાના સાહેબનો દીન કાયમ કરવા માટે, મેં એક હજાર, નવસોને પચાશ જખમો ખાધેલા છે. મારો આવો મરતબો હોવા છતાં, તમારા નાના બુઝરગવારની બે અદબી મેં કોઇ દીવસે કરી નથી.

સલમાન ફારસ રીવાયત કરેછે કે, આપણા અવ્વલ શાહ હજરત મૌલા મુરતઝા અલીની આ વાતો સાંભળી, આપણા દુયમ શાહ હજરત ઇમામ હુસેન સાહેબે કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહીં. આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ, હજરત ઇમામ હુસેનને ફરમાવ્યું કે, અએ ફરજંદે દીલબંદ, તમેપણ તમારૂં હસબ નસબ તમારા પિતાજી બુઝરગવારને કહી સંભળાવો. હજરત ઇમામ હુસેને ફરમાવ્યું કે અયે નાના સાહેબ, પોતાના પિતાજી સામે બોલવું, એ બે અદબી ભરેલું છે. આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, અએ હુસેન, તમે સુખેથી તમારૂં હસબ નસબ કહી સંભળાવો, તેમાં બે અદબી કાંઇપણ નથી. પોતાના નાના સાહેબનો હુકમ થતાંની સાથે આપણા દોયમ શાહ, હજરત ઇમામ હુસેન પોતાના પિતા, હજરત

મૌલા મુરતઝા અલીની સામે આવીને બેઠા, અને નરમ શીરીન કલામ સાથે બોલ્યા કે, અએ પીદર બુઝરગવાર, આપ પીદર બુઝરગવારના રૂડા પ્રતાપથી, મને જે મરતબો મળ્યો છે, તેનો કાંઇક હિસ્સો હું કહી સંભળાવું છું.

જે પ્રમાણે આપ પીદર બુઝરગવારે હજરત જીબરાઈલને પર તથા બાલ બખશ્યા છે તેમ મેં ફીતરસને પર તથા બાલ બખશ્યા છે.

જે પ્રમાણે આપ પીદર બુઝરગવાર સારૂ જન્નતમાંથી જુલફીકાર તથા દુલ દુલ આવ્યા છે, તેમ અમારે સારૂ જન્નતમાંથી પોશાક આવેછે.

જેમ આપ પીદર બુઝરગવારે સલમાન ફારસને શેરથી બચાવ્યો તેમ હું સમઉન નામના બાદશાહને બચાવીશ.

જે પ્રમાણે આપ પીદર બુઝરગવારની અસરની નમાઝ માટે સૂય અસ્ત પામતો અટકી ગયો તેમ જયારે હું રોજો રાખીશ, ત્યારે સૂર્ય જલદી અસ્ત પામશે.

આપ પીદર બુઝરગવારની લડાઇઓથી મારા નાના સાહેબનો દીન કાયમ થયો. પણ મારી લડાઈથી તેઓનો પાક દીન મજબૂત થશે

મકકામાં કાબા શરીફ ઉપરના બુત તોડવા માટે આપ પીદર બુઝરગવારે મારા નાના સાહેબની પુશ્ત મુબારક ઉપર, મોહરે નબુવત ઉપર કદમ ધર્યાં હતા, તેમ ઇબાદતનો સુજદો કરતી વખતે હું તેઓની મોહરે નબુવત ઉપર કદમ ધરીશ.

ઈદને દીવસે, સાલારે અંબીઆ જેવી બેસવાની સવારી, આપ પીદર બુઝરગવારને કયારે પણ મળી છે કે?

રાતની વખતે અમારા માતાજી અમોને ઝુલામાં સુવડાવીને ઉંઘી જતા હતા, તે વખતે મલાએકો અમોને ઝુલા નાંખતા હતા, તેમ ફીરસ્તાઓએ આપ પીદર બુઝરગવારને કદીપણ ઝુલા નાંખેલા કે?

અમે રમવા જતા, ત્યાં રસ્તામાં સુઇ જતા હતા, ત્યારે ફીરસ્તા અમારી રખેવાળી કરવા આવતા હતા, તેમ આપ પીદર બુઝરગવારની રખેવાળી માટે કદીપણુ આવેલ કે?

આપના પીતા હાશમી, અબુ તાલેબ હતા, પણ તેઓ અમારા પીતા બુઝરગવાર જેવા કયારે હતા?

આપ પીતા બુઝરગવારના નાના સાહેબ અમારા નાના સાહેબ માફક, ખાતેમુલ અંબીઆ વલ મુરસલીન કયારે હતા?

આપ પીદર બુઝરગવારના ભાઇ જાફરે તૈય્યારને યાકુતના પર મળયા, તેમ મારા ભાઇ હજરત અબ્બાસ અલીને ઝમરૂદના પર મળશે.

આપ પીદર બુઝરગવારે કુલ ઇસલામની લડાઇઓમાં એક હજાર નવસોને પચાશ જખમ ખાધેલાછે, પણ હું કરબલાની એકજ લડાઇમાં એટલા બધા જખમ ખાઇશ કે, ગણુનાર તેનો હીસાબ કરી શકશે નહીં.

---

આપણો કરણુહાર કીરતાર નિરાકાર રૂપમાં, અથવા કાંઇક રોશની જેવા આકારમાં, આપણુને હીદાયત કરવામાટે, અવ્યો નથી, તેમ કદી એવી હાલતમાં આવશે પણુ નહીં. ખુદાવંદ તાલા પોતાના નુરને મનુષ્ય રૂપી સ્થૂળ શરીરમાં પ્રગટ કરે છે. અને તેવે રૂપે આપણુને હીદાયત કરે છે. ખુદાવંદ તાલાના આ હિદાયતી રૂપને આપણે ઇશ્વરી અવતાર, અથવા ઇમામ કરીને કહીએ છીએ. પેગંબરને મોકલનાર, તથા પેગંબરી લઇને આવનારને જુદા જુદા ધારવા, એ હકીકતના રસ્તામાં, ભૂલ ભરેલું છે. સીકંદર ઝુલકરનૈન એક કાસીદનો વેશ લઇ, રાણી નુસાએની દરબારમાં ગયા હતા. સીકંદર બાદશાહે તે રાણીના છડીદાર, ચોબદાર, તથા પેહેરેગીરોની કાંઈ પણુ પરવા કીધી નહીં, પણુ એકદમ રાણીના સિંહાસન પાસે જઇ ઉભા;

અને બાદશાહી રીત પ્રમાણે રાણીને સલામ કીધી. રાણીએ સીકંદરને સલામનો જવાબ આપ્યો, અને પોતાના મનમાં વિચારવા લાગી કે, આ માણસ કાસદ હોય, એવું સંભવતું નથી, કારણ કે, કાસદ એક નોકર છે, અને આવી રીતે બે ધડક બાદશાહી દરબારમાં દાખલ થવાની તેનામાં હિંમત હોતી નથી. આ માણસ કોઈ મુલકનો બાદશાહ છે. રાણી પાસે સરવે મુલકના બાદશાહોની તસવીરો હતી, તે બરાબર નિહાળી જોવાથી, તે પારખી કાઢવાને શકિતવાન થઈ કે, આ માણસ મહાન બાદશાહે સિકંદર ઝુલ કરનૈન છે. બાદશાહને ઓળખતાંની સાથે, તેના મરતબાને છાજતું સઘળું માન તેને આપવાની સામગ્રી તૈયાર કીધી. આ પ્રમાણે, અલી, નબી, હાજર ઈમામ, પોતે ઇશ્વરી અવતાર હોવા છતાં, ઇમામ અને ખલીફા રૂપે દુનીઆમાં પધારે છે, અને ખલકતને હીદાયત કરે છે. સાધારણ લોકો તેમના ખરા સ્વરૂપને ઓળખતા નથી. તેઓને ખુદાવંદ તાલાથી જુદા, નબીઓ, ઇમામો તથા ખલીફા તરીકે ગણવાની ભુલ કરે છે. અને જાહેર નજરથી તેઓને ખુદાથી જુદા કરીને ગણે છે. હકીકતી બાતુન ચશમ ધરાવનાર, તેઓને ખુદાઇ અવતાર કરીને દેખે છે, અને તેઓને આપો આપ કરણહાર કીરતાર ગણે છે.

---

# કલામે પીર



અમર અલી અવતાર છે, અને આદિ વિષ્ણુ પરમાણ
આલ અમર પ્રગટીઆ, અને સોઇ હરી પીછાન

મૌલા મુરતઝાઅલી અમર અવતારી પુરૂષ છે, અને ત્યાર પછી જેટલા ઇમામો પર, અમર થયો છે, તે સરવે શાહ પીરનું રૂપ, એકજ અમર અવતારી પુરૂષ છે.

# નુસેરીના અહવાલ

એક દીવસ, આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી ફોજ લઈને લડાઈ પર ગયા હતા. રસ્તામાં એક એવું વિકટ અરણ્ય આવ્યું કે, ત્રણ દીવસ સુધી ફોજને પાણી મળ્યું નહીં. ચોથે દીવસ, સલમાન ફારસ મૌલાના તંબુમાં જઇ અરજ કરવા લાગ્યો કે, અય સાકીએ કૌસર, આપણા લશ્કરીઓ, ત્રણ દીવસ સુધી પાણી નહીં મળવાના કારણથી અશકત થઈ ગયા છે. સલમાન ફારસની અરજ સાંભળી, હજરત મૌલા મુરતઝા અલી તંબુની બહાર પધાર્યા, અને ફરમાવ્યું, અય સલમાન, પેલા પથ્થરની નીચે પાણીનો અખુટ ભંડાર છે, માટે પથ્થરને ખેસવીને ખોદો, અને સરવે લશ્કરીઓ પાણી પીને આરામ પામો. હજરત મૌલા મુરતઝા અલીનું આ કહેવું સાંભળીને, સલમાન તરત વીશ પચીશ માણસ સાથે લઇને, ગયો, પણ સરવે જણાએ એકત્ર બળ કરીને પથ્થર ખસેડવા કોશેશ કરી, તે નિષ્ફળ ગઇ. સલમાન ફરસ પાછો મૌલાના તંબુમાં આવ્યો, અને પથ્થર ખસેડવાની નિષ્ફળતા વિષે ફરીથી અરજ કરી. હજરત મૌલા મુરતઝા અલી પોતાના દુલદુલપર સવાર થયા, અને તે પથ્થર પાસે જઇને, તેને એક આંગળથી સ્પર્શ કરતાંની સાથે, તે પથ્થર ખસીને દુર જઇ પડયો. હજરત મૌલા મુરતઝા અલીએ પોતાના ગુલામ નુસેરીને ફરમાવ્યું કે, અય નુસેરી, તું સરવે લશ્કરીઓને પાણી પીવડાવવા માટે, હિંમત કર, અને આ સીડી દેખાય છે, તે રસ્તે નીચે ઉતર. હજરત મૌલા મુરતઝા અલીના હુકમ પ્રમાણે, નુસેરી સીડીની નીચે ઉતર્યો, ત્યારે ત્યાં એક દરવાજો માલમ પડયો. નુસેરી તે દરવાજામાં દાખલ થાય છે કે, આગળ એક મોટા મેદાનમાં

એક હોજ તેના જોવામાં આવ્યો. નુસેરી મેદાનમાં તે હોજ પાસે ગયો, અને તેમાં નજર કરી, તો પાણીમાં કોઇના પડછાયા જેવું તેને કાંઇક દેખાયું. નુસેરીએ ઉપર જોયું તો માલમ પડયું કે હોજ ઉપર ચબુતરામાં હજરત મૌલા મુરતઝા અલી ત્યાં બીરાજેલા છે. નુસેરી આ દેખાવ જોઇને હેરત પામી ગયો, અને પેલા હોજમાંથી પાણી ભરી ભરીને, ઉપર આવતો ગયો, અને લશ્કરીઓને પાણી પીવડાવવા લાગ્યો. સરવે લશ્કરીઓએ નુસેરી આગળ કસમ ખાઈને કહ્યું કે, અએ નુસેરી, આ પાણી અમે વધારા તરીકે પીએ છીએ. સાકીએ કૌસર, હજરત મૌલા મુરતઝા અલી અમોને કયારના પાણી પીવડાવીને શાંત કરી ગયા છે. લશ્કરીઓની આ વાત સાંભળીને, નુસેરી વધારે હૈરાન થયો, અને અચરતીમાં ગરકાબ થઈને, આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીની પાક જનાબમાં અદબ બજાવી ઉભો રહયો, અને કહ્યું કે, યા મૌલા, આ સૃષ્ટિનો ખાલેક તથા માલેક તમારા સિવાય બીજો કોઇ નથી. જાહેર આવા સુખન ઓચરવા માટે, આપણાં અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીએ નુસેરીને મના કરી; પણ નુસેરી માન્યો નહીં. હજરત મૌલા મુરતઝા અલીએ તરવારની એક ઝરબથી નુસેરીનું સર, તનથી જુદું કરી નાખ્યું. સલમાન ફારસની સીફારસથી, હજરત મૌલા મુરતઝા અલીએ નુસેરીને પાછો સજીવન કીધો. નુસેરી સજીવન થઇને કહેવા લાગ્યો કે, અએ મૌલા, ખુદા તમે પોતેજ છો, એ બાબત પર, મને પૂર્ણ દ્રઢ ભરોસો નહીં હતો, એટલે હું કાચો હતો. પણ જ્યારે તમોએ મને મારીને પાછો સજીવન કીધો, તેથી હવે સાબીત થઇ ચુકયું કે, ખરેખર તમે પોતેજ ખુદા છો. હજરત મૌલાએ ફરીથી એવી રીતે જાહેરમાં બોલાવા નુસેરીને મના કરી, પણ નુસેરી એવીજ રીતે બોલતો જતો હતો, અને મૌલા તરવારના ઝરબથી, તેનું સર ઉડાડી દેતા હતા, અને સલમાન ફારસની સીફારસથી પાછા તેને સજીવન કરતા હતા. આવી રીતે હજરત મૌલા મુરતઝા અલીએ સીંતેર વખત નુસેરીને

મારીને જીવતો કર્યો. આખર આકાશ વાણી થઈ કે, યા અલી, આ નુસેરી તારો બંદો છે. જો આપણા અવ્વલ શાહ, હજરત મૌલ મુરતઝા અલી ખુદાઇ મરતબો ધરાવતા નહીં હતે, તો કેદી રીતે નુસેરીને મારીને સજીવન કરી શકતે? અને નુસેરી અલીનો બંદો છે, એવી આકાશ વાણી કેમ થતે?

---

# મૌલાના ઈમામ જાફર સાદકનું ફરમાન

"જલાલુન ઐયુન" નામની કિતાબના પચાશીમાં પાનાની છઠી લીટીથી લખાણ શરૂ છે કે, એક દીવસ, મૌલાના ઇમામ જાફર સાદકે પોતાના પાકે ફરમાન મુબારકમાં ફરમાવ્યું કે એક દીવસે મારા જદે બુઝરગવાર, નબી મહમદ મુસ્તફાએ પોતાના અસહાબોને ફરમાવ્યું કે અયે મોમીનો, તમારા વચમાં મારૂં રહેવું જેમ સારૂં છે, તેમ તમારામાંથી જામો સફારીને મારૂં જવું, એ પણ ઘણુંજ સારૂં છે. સરવે અસહાબોએ અરજ કરી, યા રસુલલ્લાહ, આપના રૂડા પ્રતાપથી અમે અંધકારની ગારમાંથી નીકળીને રાહે રાસ્ત હીદાયતના પ્રકાશમાં આવ્યા છીએ. આપની શરણાગતથી. આતશે જહન્નમથી અમારો બચાવ થશે, અને આપના પ્રતાપથી, અમોને નજાત મળશે. અમારા વચમાં આપના રહેવાની સરવે ભલાઇઓ તથા ફાયદાઓ સિદ્ધ છે. પરંતુ, આપ સાહેબ જામો સફારી, અમારા પાસેથી સિધાવી જાઓ, તેમાં અમારે માટે, શી ભલાઇ છે? અને તેથી શું મળનારૂં છે, તે અમે જાણી શકતા નથી. નબી મહમ્મદ મુસ્તફાએ ફરમાવ્યું કે તમારા વચમાંથી પરદો કરીને, હું આ દુનીઆમાં તમારાથી અદ્રશ્ય થઇશ, ત્યારે તમે દુનીઆમાં જે જે કૃત્યો કરશો, તે વિષે મને ખબર પડશે. તમારાં નેક

અમલ જોઈને, હું તમોને આશીરવાદ આપીશ, અને તમારાં પાપી અમલ જોઈને, હું તમારા હકમાં દુઆ માંગીશ, કે પાક પરવરદીગાર તમને નેક રસ્તો હીદાયત ફરમાવે. નબી સાહેબના આ સુખન સાંભળીને, એક જણ બોલી ઉઠયો, કે, યા રસુલલ્લાહ, જ્યારે આપ સાહેબનું જીસમ માટીમાં મળી જશે. ત્યારે આપ કેવી રીતે અમારા હકમાં આશીરવાદ અથવા દુઆ કરી શકશો? નબી સાહેબે ફરમાવ્યું કે, અએ શેખ, તું ભુલે છે, સાધારણ મનુષ્ય માફક, નબીઓ તથા ઇમામોના જીસમને માટી ખાઇ શકતી નથી.

---

## પેગંબર કે વસીએ પેગંબર, ત્રણ દીવસથી વધારે, જમીનના પેટમાં રેહેતા નથી.

---

મજકુર કિતાબના એજ પાનામાં, મૌલાના જાફર સાદકનું ફરમાન મુબારક, ચાલુ લખેલું છે, તેમાં ફરમાવેલ છે કે, કોઈ પણ પેગંબર અથવા તેનો વશી, જાનીશીન, ઈમામ ત્રણ દીવસથી વધારે જમીનના પેટમાં રહેતા નથી. દુનીઆ બહાને, તેઓની ઝીયારત થઇ ગયા પછી મલાએકો તેઓના સ્થૂલ જીસમની પાક માટીને અરશે અઝીમ પર લઇ જાય છે,

---

# મૌલા મુરતઝાઅલીનું જીસમે મુબારક

હજરત મૌલા મુરતઝા અલીના વારામાં, એક બાઇ તેલ લઇને જતી હતી. અકસ્માતિક રીતે, તે બાઇનું તેલ જમીન પર ઢોળાઇ જવાથી, તે બાઇ ત્યાં બેસીને રોવા લાગી, કારણ કે તે તદન ગરીબ નિર્ધન હતી. આ વખતે હજરત મૌલા મુરતઝા અલી તે રસ્તેથીપસાર થયા, અને એ બાઇ પર દયા લાવીને પુછયું કે, ઓ ઝઇફા, તું શામાટે રડેછે? તે બાઇએ પોતાના તેલ ઢોળાઇ જવાની વિગત મૌલાને કહી સંભળાવી, અને અરજ કરી, કે, યા મૌલા, હું ગરીબ નિર્ધન વિધવા છું અને આ તેલને બદલે બીજું તેલ ખરીદવા માટે, મારી પાસે સાધન નથી. હજરત મૌલા મુરતઝા અલીએ તેલથી ભીંજાએલી માટી પોતાના દસ્ત મુબારકમાં ઉપાડી લીધી, અને તેને નીચોવીને ટીપેટીપું તેલ પાછું કાઢીને, એ ગરીબ બાઇને હવાલે કર્યું. આ વખતે જમીનની માટીને વાચા આવી, અને મૌલાને કહ્યું કે યા મૌલા, તમોએ મને દુનીઆમાં નીચોવીછે, તેજ પ્રમાણે, બદલામાં, તમારા જીસમને પણ, મારા પેટમાં આવશે, ત્યારે હું નીચોડીશ. જમીનની માટીની આ વાત સાંભળીને, હજરત મૌલા મુરતઝા અલીએ ફરમાવ્યું કે, મારૂં જીસમ મુબારક તારા પેટમાં, તું કદીપણ રાખી શકશે નહી

---

# કલામે શાએર

તુમારી તુરબત નહીં ઝમીં પે
ઔર ઝુલે આસમાન અલી

### મેરી પીઠ પર મદદ કર
### મુનકરકો માર, યા અલી

હજરત મૌલા મુરતઝા અલીનું મુબારક જીસમ જમીનના પેટમાં નથી, તેમ આપણા દુયમ શાહ, હજરત ઈમામ હુસેન સાહેબનું મુબારક જીસમ પણ જમીનના પેટામાં નથી. જેમ ઇમામોનું નુર, એક ઇમામમાંથી થઇને બીજા ઈમામમાં પ્રગટ થાય છે, અને એકજ ઠેકાણે રહેતું નથી, તેમ ઈમામોનાં મુબારક જીસમ પણ એક ઠેકાણે, જમીનના પેટમાં રહેતાં નથી, પણ તેઓના જીસમની પાક માટી, ફીરસ્તાઓ અરશે આલા પર લઈ જાય છે. હકીકતી સતપંથ દીન નુર પરસ્ત છે, એટલે કે, જે ઠેકાણે, ખુદાવંદ તાલાનું પાક અવિચળ નુર, જાહેરમાં પ્રકાશી રહ્યું હોય, જે મૌજુદ હીદાયત રૂપ હોય, તેને હકીકતી સતપંથ દીન ધીઆવે છે, અને તેનીજ આણ માને છે. હકીકત સતપંથ દીનને, ગુજરી ગએલા ઈમામોના સ્થૂળ જીસમ સાથે, ધાર્મિક નીસબત કાંઇ પણ નથી. હકીકતી દીન સતપંથ, જાહેર નુર, પ્રગટ ઇશ્વરી અવતાર હાજર ઇમામ ઉપરજ, મુક્તિની આશા બાંધે છે.

---

# કલામે પીર



સતગુર કહેરે, ઉગ્યો તેને ધ્યાઇએ, અને વારો તેની આણ<br>
કાલે ભોજન જે જમ્યા, તેના આજ શું કરીએ વખાણ

---

# હકીકતી સતપંથ દીનનો મુંદ્રાલેખ

---

" નમો ભાઈ નમો, સાહેબજીના નામને નમો,<br>
જે રૂપે આપણો શાહ પીર હોય, જે રૂપે આપણો જીવ છુટે<br>
તે રૂપને ધ્યાઇએ, ભાઇ, તે રૂપને ધ્યાઇએ "

# કલામે પીર

—o=o—

સતગુર કહેરે, ગઇ ગઇ વાતો સૌ કરે
અને હાજર ન બુજે ભેદ
બાર ક્રોડી જીવ લઇ ચાલીઆ
એવા સાચા ગુર સોહેવ,

ઉપલા કલામે પીરમાં ગુર સોહેવ નામ છે, તે આપણા માનવંતા, બુઝરગ પીર સદરદીન સાહેબનો લકબ છે.

---

# પીર સદરદીનનાં ચાર સીફતી નામ

(૧) એ નામવર મેહેરબાન પીરનું મુખ્ય નામ "સદરૂદીન" છે, "સદર" એટલે, વડા, અને "દીન" એટલે ધરમ "સદરૂદીન" એટલે ધરમના વડા છત્ર.

(૨) એ બુઝરગ પીરનું બીજું નામ "બાર ગુર" તેનો ભાવાર્થ એમ છે કે, બારક્રોડ જીવ, એ નામવર પીરને પ્રતાપે અને તેઓની બોધનાને લીધે મુક્તિપદ પામશે.

( ૩ ) એ વિદ્વાન પીરનું ત્રીજું નામ " હરિચંદ્ર છે, તેનો ભાવર્થ, એમ છે કે, એ વિદ્વાન પીર ખુદાવંદતાલા તરફથી જ્ઞાન રૂપી ચંદ્ર છે, " હરિ " એટલે ખુદા " ચંદ્ર " એટલે, જ્ઞાનનો ચાંદ, ખુદાવંદની રોશની.

(૪) એ મુક્તિ દર્શક પીરનું ચોથું નામ "સોદેવ" છે, તેનો ભાવાર્થ એવો છે કે, સૌ દેવોનો દેવ, એટલે, આપણું તારણ કરીને મુક્તિ અપાવનાર ગુરૂ દેવતા.

---

# કલામે પીર

—0-:-0—

જીરે વીરા, લુણ્યું ખેતર નવ ટોઇએ, એ નવ ટોઇએ
તેને લોક હસે સબ કોએ, એ સબ કોએ

---

# કુરાને શરીફ સૂરે રઅદ

આયત, ૭

ઇન્નમા અંતા, મુનઝેરૂન, વ, લે કુલ્લે કૌમીન, હાદ

મતલબ.

યા રસુલલ્લાહ, તું ચેતવણી આપનાર છે, અને દરેક કોમને માટે હિદાયત કરનાર આવે છે.

જ્યારે મઝકુર આયતે શરીફ નાઝલ થઇ ત્યારે નબી મહમદ મુસ્તફાએ આપણા અવ્વલ શાહ હજરત મૌલા મુરતઝાઅલીની ખાંધ ઉપર, પોતાનો મુબારક દસ્ત રાખ્યો, અને કહ્યું કે, અએ બીરાદર, હું ખુદાવંદ તાલાના બંદાને ચેતવણી આપનાર છું, અને તમે હિદાયત કરનાર છો.

મૌલાના જનાબ, હજરત ઇમામ જાફર સાદેક તરફથી પણ રીવ એત લખવામાં આવેલ છે કે નબી મહમદ મુસ્તફા સલ્લા લ્લાહે અલૈહી વ સલ્લમ, ચેતવણી આપનાર રસુલ છે, અને હીદાયત આપ નાર "હાદી," જનાબે અમીરે અરબ, હજરત મૌલા મુરતઝા અલી મુસ્તકર ઇમામ છે.

મુસલમાની જબાનમાં, જેને જમાનો કહેછે તેને હિંદુ જબાનમાં જુગ કરીને કહેવામાં આવ છે. દરેક જમાનાના એટલે દરેક જુગના લોકો માટે, હાદીએ રાહબર, ઇશ્વરી અવતાર, ખુદાવંદ તાલાનું નુર પ્રગટ હોવુંજ જોઇએ. આ દુનીઆ હુજ્જતે ખુદા, સીરાતુલ મુસ્તકીમ, હાદીએ રાહબર વગર એક પળવાર પણ ખાલી રહેતી નથી. હિંદુ ધર્મ પુસ્તકોમાં પણ લખેલું છે કે, જો "આ સૃષ્ટિ ઉપર બ્રહ્મા, વિષ્ણુના ચરણ ન હોય, તો એક પલવારમાં, સૃષ્ટિ પ્રલય થાય છે.

---

# હદીસ મુબારક

**લન તખલુલ અરઝો, મીન ઇમામીલ, હય્યીલ કાયમ.**

**મતલબ.**

હયાત અને કાયમ ઇમામ વગર, ખાલી, આ જમીન રહી શકે નહિં.

---

# કુરાને શરીફ, સુરે નહલ



આયત, ૧૬

**વ અલામાતીન, વ બીન નજમે, હુમ યહતદુન**

મતલબ

નિશાનીઓ વડે, અને સીતારા વડે, તેઓ હીદાયત પામે છે.

---

## હદીસ મુબારક



અન નજમો, અમાનુન, લે અહલીસ સમાએ,
વ અહલે બૈતી, અમાનુન, લે ઉમ્મતી,

મતલબ

જેમ સિતારા, આસમાનમાં રહેનારી વસ્તી માટે અમાનનું સાધન છે, તેમ, મારા, જાનીશીનો મારી ઉમ્મતને વાસ્તે અમાનનું સાધન છે.

---

## બીજી હદીસ મુબારક



ઇન્નલ લાહ ઝૈયનસ સમાઆ, બે કવાકીબેહા,
વદ દુનીઆ, બે કવાકેબી. કાલુ મન
કવાકીબકા, યા રસુલલ્લાહ, કાલા, અવલાદે ફાતેમા

નબી સાહેબ ફરમાવે છે. કે, ખુદાવંદ તાલાએ આસમાનને તેના સીતારા વડે, શુશોભિત બનાવ્યું છે, અને પૃથ્વીને મારા સીતારા વડે, સુશોભિત બનાવી છે. લોકોએ પુછ્યું કે, યા રસુલ્લાહ, તમારા સીતારા કોણ છે? નબી સાહેબે જવાબ આપ્યો કે, મારા સીતારા બીબી ફાતમાની ઔલાદ થશે.

---

# કલામે પીર

ઇલમ જોઈ જોઇ ચાલજોજી,
તમે રાખો ઘણી સું ધ્યાનરે
સ્વામી રાજા, પ્રત્યક્ષ દેવ છે
જેમ પછ'મે ઉગ્યો ભાણરે
અંધલે કુ નજર યારા ચંદર ન આવે,
કેના સોઇ ન પતીજે; હો જીરે ભાઇ
રેન અંધારી, ગુર નર ચંદ્રજ હુઆ
જોતઇ એસા ગુરકા દીવા, હો જીરે ભાઈ

# કલામે શાએર

—0:-:0—

" અએન " આયા હુએ, ઈબાદતકી ગવાહીકે લીયે
" લામ " આયા હુએ, ઈસલામકી શાહીકે લીયે.

આનો ભાવાર્થ એમ થાયછે કે " અલી " શબ્દમાં પહેલો અક્ષર " અએન " છે, તે મૌલા ઇબાદત કરવાને લાયક છે. " ઇબાદત " શબ્દમાં પેહેલો અક્ષર " અએન " છે. "અલી" શબ્દમાં બીજો અક્ષર "લામ" છે, તેની સમજ એમ છે કે એ મૌલા ઇસલામની શાહી ગાદીપર બીરાજવાને લાયક છે. મૌલા મુરતઝા અલીને "કુરઆને નાતેક" એટલે " બોલતું કુરાન " કરીને કહેવામાં આવે છે, તેની સમજણ એમ છે કે એ મૌલા કુરાને શરીફ પ્રમાણેજ બોલે છે, તેથી વિરૂદ્ધ કદી પણ બોલતા નથી. હજરત મૌલા મુરતઝા અલી સિવાય, આજસુધી થએલા બધા ઇમામો તથા

હાલના હાજર ઈમામ, હાદીયુલ મહદી, સાહેબે ઝમાન, આગા સર સુલતાન મહંમદશાહ દાતાર, અનંત ક્રોડી તારણહાર, સરવે સાહેબો " કુરઆને નાતેક " છે, એટલે " બોલતાં કુરાન છે. તેઓ હમેશાં જે જે પાક ફરમાન ફરમાવે છે, તે કુરાને શરીફનોજ ખાસ મગજ હોય છે. કુરાને શરીફની હજારો તફસીરો થઇ ગઇ છે, તેથી ખરેખરી માએનામાં ઘણા વાદવિવાદ તથા ઘોટાળા થવાથી, અનેક ફીરકાઓ જનમ પામેછે. હાજર ઈમામ-મુરતઝા અલીના પોતાનાજ ઘરાનામાં કુરઆને શરીફ ઉતરવાથી, તેઓ કુરઆને શરીફના ભાવાર્થ બરાબર સમજાવી શક્વાને લાયક છે, અને કુરાને શરીફના જે ભાવાર્થ તરજુમા તેઓ સમજાવે, તેજ ફક્ત ભરોસાને પાત્ર ગણી શકાય.

---

# હદીસ મુબારક

---

### અલી મઅલ કુરઆને, વલ કુરાનો મઅલ અલી

### મતલબ

નબી સાહેબ ફરમાવે છે કે, અલી કુરાનની સાથે છે, અને કુરાન, અલીની સાથે છે.

હક મૌલાના ઇસલામ શાહ, જેઓ ત્રીશમી પેઢીએ, હજરત મૌલા મુરતઝા અલીનું નુર હતું, તેઓ તરફથી હીદુંસ્થાનમાં મોકલેલા માનવંતા પીર સદરદીન સાહેબે, તે વખતના હાજર ઇમામ, મુરતઝા અલી, ઇમામ ઇસલામ શાહના, હુકમ અનુસાર કલામે શરીફના ખરા અસલી મગજના સાર તત્વમાંથી, આપણે હકીકતી સતપંથીઓ માટે, જ્ઞાન ધર્મશાસ્ત્ર રચી આપ્યા છે, અને હજાર બાબ ઇલમના, જે આપણા કરણહાર કીરતારે આમ ખલકતથી છુપા રાખવા નબી સાહેબને ફરમાવેલ, તે પણ હકીકતી સતપંથી દીનદારો પાસે જાહેર કરી આપ્યા છે.

ઇસલામી ધરમ પાળનારાઓમાંથી કેટલાકને આ હજાર બાબમાંથી એક બાબની પણ ખબર નથી. કેટલાકને બે બાબપર ત્રીજા બાબની ખબર નથી. પીર સદરદીન સાહેબે આપણા હકીકતી સતપંથી દીનદારોને કુરાને શરીફના અસલ ખરા તત્વ, હદીસ મુબારક, અને હજાર બાબ ઇલમનો તરજુમો કરી, આપણને આપણી ભાષામાં જ્ઞાનશાસ્ત્ર રચીને ઇનાયત કર્યાં છે, તેને અજ્ઞાની જનો, ગીત, ભજન, અથવા કીરતન, તરીકે ગણી કાઢવાની મોટી ભુલ કરે છે. જો કોઇ પણ વાંચનાર બરાબર ધ્યાન લગાડી, પીર સદરદીન સાહેબે રચેલાં જ્ઞાનશાસ્ત્રનું મનન કરશે, તો તેને માલમ પડશે કે, બીજા સકળ શાસ્ત્રોની સામાન્ય નીતિ રીતિઓ ઉપરાંત, ખુદાવંદતાલાએ પોતાનું પાક અવિચળ નુર, હજરત મૌલા મુરતઝા અલીના તથા તેઓના જાનીશીનોમાં, પ્રગટ રાખ્યું છે, એ બાબત, નબી સાહેબના જમાનામાં સાધારણ ખલકતથી છુપાવવા હુકમ હતો, તે બાબત પણ, માનવંતા પીર સદરદીને પોતાનાં પીરાતનના જામામાં હકીકતી સતપંથી દીનદારોને સમજાવી દીધી છે.

ઇસલામી સરવે ફીરકા વાળાઓ સામાન્ય રીતે કબુલ રાખે છે કે, એક દીવસે, આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, અએ લોકો, તમારામાં કોઇ એવો શખ્સ છે કે, ઘોડાની એક રીકાબમાં પગ રાખતી વેળા કુરાને શરીફ પડવાનું શરૂ કરે, અને બીજી રીકાબમાં પગ રાખતાંની સાથે ખતમ કરી શકે ? નબી સાહેબની માંગણી કોઇ પણ બજાવી શક્યું નહીં. આખરે, આપણા અવ્વલશાહ, હજરત મૌલા મુરતઝાઅલી, નબી સાહેબની આજ્ઞા લઇ, દુલદુલની એક રીકાબમાં કદમ મુકીને " સુરે અલ હમ્દો " તથા " સુરે, કુલ હુ વલ્લાહુ અહદ " પડવા લાગ્યા, અને બીજી રીકાબમાં કદમ મુબારક રાખતાં, એ પાક સુરાઓ પઢી લીધી. નબી સાહેબે ફરમાવ્યું કે, યા અલી, આખું કુરઆને શરીફ ખતમ કરવાનું સવાબ તમોને હાંસલ થઇ ચુક્યું.

# સુરે "કુલહુ વલ્લાહુ અહદ"ની માએના.



કિતાબ "તમબતુલ ગાફ્લીન" ના બસોને ચોપનમાં પાનામાં આ પ્રમાણે સમજ આપવામાં આવેલ છે.

( ૧ ) આ પાક સુરાનું પહેલું નામ "સુરે મુબારક" છે. મુબારક, એટલા માટે કે, એ પાક સુરામાં તમામ બરકતદાર બાબત વર્ણવામાં આવેલ છે. કોઇ પણ માણસ આ સુરા પોતાના સાચા સીદકથી પડે, અને સમજે, તેઓને હદથી વધારે ફળ પ્રાપ્ત થાય. આ સુરા પડવાની અગાઉ, સુરે "અલ હમ્દો" પડે, અને ત્યારબાદ, એ "કુલહુ વલ્લાહુ અહદ" ની સુરા પડે, તેને આખું કુરાને શરીફ ખતમ કરવાનું ફળ મળે.

( ૨ ) આ પાક સુરાનું બીજું નામ "સુરે અમાન" છે. અમાન એટલા માટે કે, આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફા સલ્લલ્લાહો અલૈહી વ સલ્લમ ફરમાવે છે કે, ખુદાવંદ તાલાએ મોમનોની નજાત માટે, અને અજાબમાંથી અમાન બખશવા માટે આ પાક સુરા મોકલેલછે.

આ પાક સુરા, જનાબે પંજેતને પાક સાહેબોની શાનમાં નાઝલ થયો છે

કેટલાક વીર્દ અને ઝીકર કરનારા આ સુરાને આવી રીતે પડે છે.

( ૧ ) "કુલહુ વલ્લાહુ અહદ;" યા મહમ્મદ
( ૨ ) "અલ્લાહુ સમદ," યા અલી;
( ૩ ) "લમ યલીદ" યા ફાતમાં;

(૪) " લમ યુલદ " યા હસન ;

(૫) " વ લમ યકુન લહુ, કુફ્વન અહદ " યા હુસેન ;

બીજા કેટલાક આવી રીતે પડે છે કે,

(૧) મૌલા, કુલહુ વલ્લાહુ અહદ " કે વાસ્તે ;

(૨) ઇસ્મે આઝમ પડતાહું " અલ્લાહુ સમદ " કે વાસ્તે

(૩) અપની મા, બાપ વ ભાઇ, વ જદ કે વાસ્તે ;

(૪) યા હુસેન, ઈમને અલી, પહોંચો મદદ કે વાસ્તે

આ પાક સુરાને કુરાને શરીફનો જીવ કેહેવામાં આવે છે. આખું કુરાને શરીફ સ્થૂલ શરીરરૂપી છે, તેમાં, પાક " કુલ વલ્લાહુ અહદ "ની સુરા જીવ સમાન છે. આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું છે કે જેમ કુરાને શરીફમાં " કુલહુ વલ્લાહુ અહદ "ની સુરા શ્રેષ્ટ છે. તેમ દુનીઆમાં હઝરત મૌલા મુરતઝાઅલી, કુલ મખલુકાત કરતાં વધારે શ્રેષ્ટ છે.

(૩) આ પાક સુરાનું ત્રીજું નામ " સુરે નુર છે." આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે ખુદાવંદતાલાએ દરેક ચીજમાં એક ખાસ નુર, એક ખાસ જવહર રાખેલું છે. કુરાને શરીફનું નુર આ પાક સુરામાં છે, તેવી રીતે, આ દુનીઆની મખલુકાતમાં, હજરત મૌલા મુરતઝા અલી, હાજર ઇમામ, ખુદવદંતાલાનું ખાસ જવહર, એટલે નુર છે.

(૪) આ પાક સુરાનું ચોથું નામ " સુરે મુતનસર " એ એ સુરાનું આ નામ પડવાનું કારણ એ કે, આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, જે શખ્સ આ સુરાનો ભાવાર્થ બરાબર સમજશે. તે શખ્સ સઘળા ગુનાહોથી પાક સાફ અને નિર્મળ થઇ જશે.

( ૫ ) આ પાક સુરાનું પાંચમું નામ "સુરે અસાસ" છે. એ નામ એટલા માટે રાખવામાં આવેલ છે કે જમીન આસમાન ને આ સુરાની બરકતથી મજબુતી મળેલ છે.

આપણા કરણુહાર કીરતારે આ સૃષ્ટિની રચના રચી, તેની અગાઉ, "સુરે યાસીન" અને સુરે તબારક" પોતે પડી હતી. "સુરે યાસીન" આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાની શાનમાં નાઝલ થઈ છે અને "સુરે તબારક" આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીની શાનમાં નાઝલ થઈ છે.

કુલહુ વલ્લાહુ અહદની" પાક સુરા જનાબે પંજતન પાકની શાનમાં નાઝલ થઈ છે. ખુદાવંદ તાલાનું નામ "અહદ" છે, તેમાં બીજા અક્ષર પછવાડે "મીમ" નો "મ" ઉમેરીએ, તો "અહમદ" થાય છે.

ખુદાવંદ તાલાનું પાક નામ "મહમુદ" છે, તેના બદલામાં પોતે "મહમ્મદ" નામ ધારણ કીધું

હાજર ઈમામ, મુરતઝા અલી, "કુરઆને નાતીક" જે કાંઈ ફરમાવેછે, તે કુરઆને શરીફની આયાતજ ફરમાવે છે. માટે તેઓના પાક ફરમાનો એજ પાક કુરાને શરીફની આયાતો છે. જો આજ દીવસ સુધી, ઈસલામ દીનમાં, હર જમાનાના હાજર ઈમામ ખલીફાની હીદાયત ઉપર ચાલવામાં આવ્યું હોત અને તેઓનીજ સમજાવટ પ્રમાણે કુરાને શરીફનો ભાવાર્થ સમજવામાં આવ્યો હોત, તો આજે એકજ કુરાને શરીફની આટલી બધી સંખ્યા બંધ તફસીરો થાત નહીં. એકજ કુરાને શરીફની એક બાજાથી ઉલટી સુલટી રીતે ભાવાર્થ દેખાડનાર અસંખ્ય તફસીરોમાંથી, હાલ આપણે કોનો આધાર સલામતીથી પકડી શકીએ ? આવા મામલામાં હાજર ઈમામ, મુરતઝા અલી, "કુરઆને નાતક"ની સમજાટ પ્રમાણેના ભાવાર્થનો આધાર પકડનારા, પોતાને સલામતીને રસ્તેજ જોશે.

# કલામે શાએર



વલ્લાહ, કે ઇસલામકી બુનીયાદ, અલી" હુએ
રીઝવાનકી તરેહ, 'ખુલ્દમેં આબાદ," અલી હુએ
સો બાત કી એક બાત કેહદે, ઝહીર
જીબરાઇલ તો શાગીર્દ હુએ, ઉસ્તાદ, "અલી" હુએ

હર જમાનાના હાજર ઇમામ, એ આપોઆપ ખુદ અલી છે. જ્યાંસુધી ઇનસાનની આંખો પર ગફલતનો પડદો પડેલો હોય છે એટલે કે, જ્યાં સુધી ઇનસાન જાહેરી આંખથીજ માત્ર જુએ છે, અને બાતનની સુક્ષમતાને સમજતો નથી, ત્યાં સુધી, તેને હીદાયતના ચીરાગ જુદા જુદા દેખાય છે. અહુવલ એટલે બાડા માણસને એકજ વસ્તુ છતાં, તે વસ્તુ બે દેખાય છે. જે ઇનસાન મેહેનત કરીને, જ્ઞાનને બળે, અંતર દ્રષ્ટિથી જોનાર થાય છે, તેને હિદાયતનો ચીરાગ એકજ દેખાય છે. એકજ દીવા ઉપર ગમે તેટલી કાચની ચીમનીઓ ચડાવવામાં આવે, તો પણ, અંદર બળતો ચીરાગ એકજ છે. સરવે હિદાએતના ચીરાગની ફક્ત એકજ મતલબ, ઇનસાનોને નજાત મુકિતને રસ્તે દોરવવાનીજ હોય છે. સરવે હીદાયતના ચીરાગના સ્થુલ શરીરો જુદાં જુદાં હોવાને કારણે, સાધારણ સમજના માણસો અને જાહેર દ્રષ્ટિ ધરાવનારાઓ, તેઓને જુદા જુદા કરીને ગણે છે. પણ ફીલોસોફી સમજનારા અને અંતર દ્રષ્ટિથી જોનારા, સરવે હિદાએતના ચીરાગની એકજ મુકિત દાયક નેમને સમજીને, સરવેને એકજ ગણે છે. હિદાયતના ચીરાગ, હાજર ઇમામના કલામો " કુરાને નાતક " છે, એજ કુરાને શરીફની આયતો છે, કારણકે મૌલા જે ફરમાન કહે છે, તે પાઠ કુરાને શરીફની આયતો પ્રમાણેજ ફરમાવે છે.

# કલામે મૌલા



કુરાન પડો જો પડના જાણો
નહીં તો સુનો રબકા કલામ
પડના, સુનના, ન મીલે તો,
લો, અલ્લાહ વ અલ્લાહ કે રસુલકાનામ

---

# કલામે અલી, અરબી



અના અઅલમો તઅવીલલ કુરઆને વલ કીતાબીસ સાલેફતે અના મુરસુખો ફીલ ઇલ્મે, અના અકમતુસ સમાઆ સબઆ, બેનુરી, વ કુદરતલ કામેલા

કિતાબ નુરે વહદાનીયત

**મતલબ**

હજરત મૌલા મુરતઝા અલી ફરમાવે છે કે હું કુરાને શરીફના ગુઢ અર્થ જાણું છું, તમજ કુરાને શરીફથી અગાઉ થઇ ગએલી કિતાબોના પણ ગુઢાર્થ સમજુ છું. હું ઇલમમાં મજબૂત છું. મેં મારા નુરમાંથી સાત આસમાન તથા કુલ કુદરત નીપજાવેલી છે.

એક દીવસે, આપણા અવ્વલશાહ, હજરત મૌલા મુરતઝા અલી, રાતની વખતે, પોતાની સાથે, હજરત કંબરને લઈને, કુફા શેહેરમાં ફરવા નીકળ્યા. એક મોહોલ્લામાં આવી લાગતાં, એક ઠેકાણે, એક શખ્સ સારે ઇલહાને એટલે મધુર અવાજથી કુરાને શરીફ પડતો હતો તે પડનારનો મધુર અવાજ સાંભળી, હજરત કંબર સાંભળવા ઉભો થઇ

રહ્યો. આપણા અવ્વલ શાહ, મૌલા મુરતઝા અલી આગળ ચાલતા થયા. થોડેક દુર જવા પછી, પાછા ફરીને જુએ છે, તો કંબરને પોતાની સાથે જોયો નહીં. હજરત મૌલા મુરતઝા અલીએ કંબરને હાંક મારીને બોલાવ્યો. જ્યારે તે મૌલા પાસે આવી પહોંચ્યો, ત્યારે તેઓએ ફરમાવ્યું કે, ઓ કંબર, તું શા કારણ સર પછવાડે રોકાઇ રયો હતો? હજરત કંબરે અરજ કરી કે, યા મૌલા, તે શખ્સ કુરાને શરીફ મીઠા સ્વરથી પઢતો હતો, તે સાંભળવાને હું ઉભો હતો. હજરત મૌલા મુરતઝા અલી એ ફરમાવ્યું કે શકવાળી ઈબાદત કરતાં, સુઇ રહેવું વધારે સારૂં છે. મૌલાની આ વાત સાંભળીને, હજરત કંબરે તે કૂરાને શરીફ પઢનારાના ઘરની બરાબર નીશાની ધ્યાનમાં રાખી લીધી. બીજી સવારે ખબર કાઢતાં, કંબરને માલમ પડયું કે, એ શખ્સ હજરત મૌલા મુરતઝા અલીની વિરૂદ્ધ પક્ષનો છે. હજરત કંબર આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલી પાસે આવ્યા અને પુછયું કે, ઓ ઇમામુલ મુત્તકીન, આપ સાહેબને, એ શખ્સનો હાલ શી તરેહથી માલમ પડયો? હજરત મૌલા મુરતલી અલીએ ફરમાવ્યું કે, બાદશાહને પોતાની રૈયતની ખબર કેમ ન પડે? કિતાબોમાં લખેલું છે કે એ મૌલા બન્ને જહાનનો બાદશાહ જીબરાઇલ અલેહીસ સલામનો ઉસ્તાદ, મખલુકના દીલના ભેદ કેમ નહીં જાણે? હજરત મૌલા મુસઝા અલી, તથા તેઓનું પાક અવિચળ નુર ધરાવનાર ઇમામો, "કુરાને નાતીક છે. કુરાને શરીફની સમજણ એજ સાહેબો પાસેથી યથાર્થરીતે જાણી શકાય છે. દુનીઆમાં એકજ પાક કુરાને શરીફની સેંકડો તરેહની માએના તફસીરોમાંથી, કઇ માએના પર ભરોસો રાખી શકાય? જે શખ્સો કુરાને શરીફની યથાર્થ ભાવાર્થ જાણવાને ખાહેશમંદ હોય, તેઓએ જરૂર, એ કુરાને નાતેક" નોજ આશરો લેવો જોઇએ, જેથી પાક કુરાને શરીફનો ખરેખરો ભાવાર્થ લક્ષમાં આવશે. પાક કુરાને શરીફની ખુબી તેના અંદરની ખરી સત્યતા અને માએના ઉપર રહેલી છે, અને એવી ખરી માએના મૌલાના પાક નુર અને ઇલમ

ધરાવનાર હાજર ઇમામ મુરતઝા અલી વગર, બીજો કોઇ ફલાતુને ઝમાન પણ સમજાવી શકતો નથી. જો એમ થતું હોત તો, આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફા પછી, કલામે શરીફ એકજ હોવા છતાં, ઇસ્લામમાં તોતેર ફીરકા શા માટે ઉત્પન થતે? તેમ સેંકડો તફસીરો બનવાની શું જરૂર હતી? જ્યારે અમુક વસ્તુના ખુલાસા વિષે, દુનીઆમાં મત ભેદ હોય ત્યારે એ વિષયમાં સર્વોપરી જ્ઞાન ધરાવનાર પાસે જવાથી તેનો નીવેડો થઇ શકે છે. હજરત નબી મહમદ મુસ્તફા, તથા હજરત મૌલા મુરતઝાઅલીનું નુર અને ઇલમ ધરાવનાર શાહપીર, હાજર ઇમામ કરતાં વધારે સતાધારી કોઇપણ મુલ્લાં મોલવી અથવા આલીમ થઇ શકેજ નહીં, પાક કુરાનને શરીફનો ખરો ભાવાર્થ, તેઓ કરતાં વધારે બારીકી તથા ફીલસુફી સાથે, બીજો કોઇ પણ સમજાવી શકે નહીં. કારણ કે, પાક કુરાને શરીફ તેઓનાજ ઘરાનામાં ઉતરેલું છે, અને કુરાને શરીફના ખરા ભેદ તત્વથી, તે સાહેબોજ બરાબર વાકેફગાર છે.

આખું કુરાને શરીફ અમુલ્ય ફરમાનોથી ભરપુર છે, તોપણ, દરેક દેશમાં, અને દરેક સમયમાં, કેવી રીતે, કુરાને શરીફના પાક ફરમાનોનું શિક્ષણ વધારે ફતેહમંદીથી દાખલ કરી શકાય, કેવી રીતે, પાક કલામે શરીફનું રહસ્ય વધારે સહેલાઇથી સમજાવી શકાય, કલામે શરીફના કયા કયા હુકમો, કયે કયે દેશકાળે, માફક આવે, કયા કયા સંજોગો વચ્ચે, કયા કયા કાયદા જારી રાખવા, અને કયા કયા સંજોગો વચ્ચે, અમુક મુદત સુધી, કયા કાયદા મૌકુફ રાખવા, એ સરવે બાબતોનું ઘણુંજ બારીક જ્ઞાન શાહપીરના જોમો ધરાવનાર હાજર ઇમામ વગર, બીજા કોઇથી જાણી શકાતું નથી, અને બીજો કોઇ સમજાવી શકતો નથી. નબી મહમદ મુસ્તફા ખુલ્લે ખુલ્લી રીતે ફરમાવતા હતા કે, અલી ઇબને અબી તાલેબ હકની સાથે છે, અને હક હજરતઅલી સાથે છે. જે તરફ હજરત મૌલા મુરતઝા અલી પોતાનું વલણ પકડે, તે બાજુમાં, તમે મોમન દીનદારો પણ તમારૂં વલણ પકડજો.

# કલામે શાએર

રીવાયત હુએ જમએ અખબાર સે,
પયંબર યેહુ કહેતેથે, અનસાર સે,
યેહી રાહુ ચલો તુમ, અએ બા વફા
ચલે જીસ તરફ અલીએ મુરતઝા
મુખાલીફ અલીકા જો આવે નઝર
ન ચલો કભી ઉનકી રાહુ પર
અલી હુએ બા હુક, ઔર હુક, બા અલી,
જુદાઇ નહીં, તા કીઆમત, કભી,
અલી ઔર કુરઆન, દોનું બહુમ
ન હોગે જુદા, હશર તક, એક દમ
ફીરે જીસ તરફ, ફીરે હૈદરે મુરતઝા
ઉસી સીમત હકભી ફીરે,, બા ખુદા

કુરાને શરીફ, સૂરે બકર

આયત. ૨૩૩

લા તુકલ્લફો નફસુન, ઇલ્લા વુસઆહા

મતલબ

કોઇ જીવ ઉપર, તેના ગજા ઉપરાંત બોજો નાંખવો નહીં જોઇએ લોકોના ગજા પ્રમાણે, પાક કુરાને શરીફની ખુબીઓ તથા ફરમાન સમજાવવાનું કામ, હાજર ઇમામ, મુરતઝા અલીજ સારી રીતે જાણી શકે છે. લાખો શુકરાના પાક પરવર દીગાર ને સજાવાર છે કે, માનવંતા બુઝરગ પીર સદરદીન સાહેબે, આપણ હકીકતી સતપંથ ધરમના મુરીદોને, આપણી પોતાની ભાષામાં, અને આપણા ગજાને અનુસરતી રીતે, પાક કુરાંને શરીફની ફીલસુફી તથા તત્વમાંથી, જ્ઞાન શાસ્ત્રો રચી આપ્યાં છે, જે આપણે ઘણી સહેલાઇથી સમજી શકીએ છીએ.

આપણા કરણહાર કીરતારનું પાક અવિચળ નુર આપણા અવ્વલ પીર નબી મહમ્મદ મુસ્તફા તથા આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝા અલીમાં હતું. એ શાહ, તથા પીર પોતાના જામો સફારી ગયા ત્યારે તેઓએ તે પાક અવિચળ નુર બીજા જામામાં રોશન કીધું, તેથી તે બીજો જામો ધરાવનારા સાહેબોમાં પણ એજ શાહ પીરની સત્તા તથા નુર આવ્યાં, અને તેઓ એજ શાહ પીર છે. એ શાહ પીરનું નુર તથા ઇલમ કિઆમત સુધી પ્રત્યક્ષ જાહેરીમાં મૌજુદ રહેશે, કદી પણ ગૈબ થનાર નથી.

---

# હદીસ મુબારક

ઇન્ની તારેકુન ફી કુમુસ સકલૈને, વ હુમા
કુબલાને મમદુદાને, લા યનકતઆને, વ
લા યનફરેદાને, હત્તા યરદા, અલલ હૌઝ

### મતલબ

નબી સાહેબ ફરમાવી ગયા છે કે હું તમારે વાસ્તે બે ભારે ઉત્તમ ચીજો મુકી જાઉં છું, તે બે રસી ની માફક એક બીજા સાથે વીંટાએલી રહેશે. તેઓ કોઇપણ વખતે કપાઇ જશે નહીં, તેમ એકલી પડશે નહીં, છેવટે તે ચીજો મને હૌજ કૌસર ઉપર આવીને મળશે.

---

# કુરાને શરીફ, સુરે આલ ઇમરાન



આયત ૧૦૧

વઅતસેમુ બે હબલીલ લાહે, જમીઅંવ,
વ લા તફરરકુ

મતલબ.

તમે સઘળા ખુદાવંદતાલાની રસીને મજબુત પકડી રાખજો. જુદા પડી જતા નહીં.

આપણા કરણહાર કીરતાર, અને રસુલ સરવરના પાક ફરમાનો તથા કલામો પરથી, નકકી માલમ પડે છે કે, ખુદાવંદ તાલાની રસી, તે એ પાક પરવરદીગારનું અખંડ અવિનાશી નુર ધરાવનાર શાહપીર છે.

---

# કલામે પીર

—*○*—

સતગુર કહેરે. જ્ઞાની, પંડિત, જુગમાં બોત ફીલાવે
અને ચરણ પુજાવે આપ
તે મરમ ન જાણે મોક્ષનો
અને અદકા કરના પાપરે, ભાઇ

નબી મહમદ મુસ્તફા, તથા હજરત મૌલા મુરતઝા અલી, એ ખુદાવંદ તાલાનું નુર ધરાવનાર અવતારી પુરૂષો છે, એજ ખુદાવદતાલાની રસી છે, તેમનો આશરો મુકીને, જેઓ બીજાઓનો આશરો પકડે છે, તેઓને કાંઇ પણ ફાયદો થનારો નથી.

# હદીસ મુબારક

એક દીવસે, આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, આપણા કરણહાર કીરતાર, પાક પરવરદીગારે, અબુલ બશર હજરત આદમ અલેહીસ સલામના જીસમમાં રૂહ ફુંકયો, તે વખતે, હજરત આદમે અરશની જમણી બાજુમાં, પંજતન પાક સાહેબને જોયા. હજરત આદમ અલેહીસ સલામે ખુદાવંદતાલાની પાક જનાબમાં અરજ ગુજારીકે, યા બારી તાંલા, આ પાંચ તન, મારા જેવા જીસમી સ્વરૂપમાં દેખાયછે તેઓ કોણ છે? આ વખતે ગૈબથી નીદા આવી કે, અએ આદમ, એ પાંચ તન મારૂં સંપૂર્ણ નુર છે. તેઓ મને ઘણાજ પ્યારા છે. તેઓને હું દુનીયામાં તમારી ઔલાદમાં પેદા કરીશ. એ સાહેબોની સાથે મોહબ્બત અને શનાખ્ત રાખનારને હું બક્ષીશ, અને તેઓની સાથે રાઇના એક દાણા જેટલી અદાવત રાખનારાઓને, કોઈની પરવા ન કરતાં હું જહન્નમમાં ફેંકી દઇશ. જો કોઈ શખ્સ દુનીઆમાં એ પાક સાહેબોનો વસીલો પકડીને દુઆ માંગશે, તેની દુઆ હું કબુલ ફરમાવીશ. અલી નબી એટલે પીર શાહના દુશમનોને હું સખત શિક્ષા કરીશ. અને એ મૌલાની સેવા કરનારાઓને મનવાંછિત ફળ આપીશ.

# કલામે પીર

એજી આલ ઇમામ આરાધો, મોરા ભાઇ
તો મનવાંચ્યા ફલ પામો, એજી
એજી પાપ પુરવના તમારા ટળી ટળી પડશે.

તો સાતમે સરગે વધાઇઉં, એજી
એજી આલ ઇમામકી ખબર ન જાણે
સો મુરખ હાથ ઘસંતા, એજી

---

## ફરમાન મુબારક



મૌલાના આગા અલીશાહ દાતાર, અનંત ક્રોડી આધાર, એઓએ એક ફરમાન મુબારક ફરમાવતી વખતે, નીચે લખેલી આયાત પડી દેખાડી હતી.

---

## કુરાને શરીફ સુરે બની ઈસરાઇલ



આયત ૭૧.

યૌમા નદઉ કુલ્લા ઉનાસીન, બે ઇમામેહી

મતલબ

એક દીવસે (કીઆમતને દીવસે) હું દરેક કોમને તેઓના ઇમામની સાથે બોલાવીશ.

---

## હજરત ઈમામ મહમદ બાકરનું ફરમાન



હક મૌલાના, ઈમામ મહમ્મદ બાકરે ફરમાવ્યું કે, જ્યારે મજકુર આયત, આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફાપર ઉતરી, તે વખતે મોમન લોકોએ એ મૌલાને પુછયું કે, શું તમે અમારા ઇમામ નથી?

હજરત ઇમામ, મહુમ્મદ બાકરે ફરમાવ્યું કે, હું તો કીયામત સુધી તમોને ચેતવણી આપનાર છું. મારા પછી, ઇમામતનું કામ ચલાવનાર, મારા અહલે બૈતમાંથી વંશપરંપરા નીમાતા જશે, તેઓને અસુરો તથા કાફરોના સરદારો જુઠા કહેશે, અને તેઓપર જુલમ તથા સીતમ કરશે. જે માણસો તેઓની ફરમાન બરદારી કરી, તેઓના હુકમ પ્રમાણે ચાલશે, તેઓને હું મુક્તિનું ફળ આપીશ. ઇમામ એટલે રાહબર બે તરેહના છે. એક હીદાયતના પેશવા, એટલે પ્રકાશ તરફ દોરવનારા, તથા બીજી જાતના અંધકારના પેશવા, અંધકાર તરફ દોરવનારા હોય છે. નીચે કુરાને શરીફની બે આયતોના ટેકા સાથે બંને જાતના પેશવાનું વર્ણન આપવામાં આવેલ છે.

---

# કુરાને શરીફ, સુરે અંબીઆ

—0-:-0—

આયત, ૭૩

**વ જઅલનાહુમ, અઇમ્મતન, યહુદુના બે અમરેના,**
**વ અવહેના ઇલૈહીમ, ફેઅલલ ખૈરાત,**
**વ ઇકામઝ સલાતા, વ ઇતાઅઝ ઝકાત,**
**વ કાના, લના, આબેદુન.**

**મતલબ.**

અમે તેઓને ઇમામો બનાવ્યા છે, તેઓ અમારા હુકમ સાથે, હીદાયત કરે છે. ખૈરાતનાં કામ કરવાને, અને બંદગીમાં ઉભા રહેવાને, અને દાનપુન્ય આપવાને, અમે તેઓને વહી મોકલીએ છીએ.

બીજા અંધકાર તરફ દોરવનારા ગુમરાહોના પેશવાનું વર્ણન આ પ્રમાણે છે.

# કુરાને શરીફ, સુરે કસસ

આયત, ૪૨

વ જઅલનાહુમ અઈમ્મતન, યદઉના ઇલન નારે,
વ યૌમલ કીઆમતે, લા યુનસરૂન, વ અતબઅનાહુમ
ફી હાઝેહીદ દુનીયા, લઅનતન, વ યૌમલ કીઆમતે
હુમ મીનલ મુકબુહીન.

**મતલબ.**

અમે બીજા એવા ઇમામો એટલે પેશવા બનાવેલા છે, કે તેઓ જહન્નમ ની આગ તરફ લોકોને બોલાવે છે. કીઆમતને દીવસે, તેઓને કાંઇપણ મદદ મળશે નહીં. આ દુનીઆમાંજ, અમોએ તેમની પુઠે લાનત રાખેલી છે, અને કીઆમતને દીવસે પણ, તેઓ બેઢંગી હાલતમાં ઉઠશે.

---

# કિતાબે કરીમા

શેખ સાદી.

કસીરા કે શૈતાન બુવદ પેશવા
કુજા બાઝ ગરદદ, બ રાહે ખુદા

**મતલબ.**

જેનો પેશવા શૈતાન હોય, તે ખુદાવંદ તાલાના રસ્તા ઉપર ક્યારે પાછો ફરીને આવે ?

ઓ હકીકતી દીનબંધુઓ, આ ઠેકાણે ખુબ ગૌર કરવાનું મકાન છે. આપણી આખરતની સ્થિતિનો આધાર મુખ્ય કરીને કેવા મુરશીદ

પેશવા, અથવા ઇમામ અખતીયાર કરવા, તે બાબત ઉપર રહેલો છે. જો અલી નબીના જાનીશીનો, ખુદાવંદ તાલાના નુરને પેશવા બનાવશું તો આખરતમાં કાંઈપણ ગમ નથી. શેખસાદી ગુલસ્તાન નામની કીતાબમાં લખેછે કે,

---

# કીતાબે ગુલસ્તાન.

શેખસાદી.

ચે ગમ દીવારે ઉમ્મતરા કે દારદ ચું તો પુશ્તીબાન
ચે બાક જ મૌજે બહર, આંરા, કે બાશદ નુહ કીશ્તીબાન

મતલબ

યા નબી મહમદ મુસ્તફા, તારા જેવો વસીલો મદદગાર હોવાથી. ઉમ્મત રૂપી દીવારને શું ગમ છે? જેની કીશતીમાં, નાખુદા તરીકે, નુહ નબી જેવા હોય, તેને દરીઆના મોજાની શું ધાસ્તી છે?

એ હકીકતી સતપંથી દીનદાર ભાઇઓ, તમે ખુશી થાઓ કે આ સંસાર સાગરમાં તમારી કીશતીનો નાખુદા, આ ઝમાનાનો નુહ, મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, હાદીયુલ મહદી, સાહેબુલ અમર હાજર ઇમામ, સાચો હીદાયત કરનાર, તમારા શિર છત્ર તરીકે બીરાજે છે. ઇનશા અલ્લાહ, એ સાચો સતગુરૂ આ કલજુગ સંધીમાં, તમો, અમો તથા સરવે હકીકતી દીનબંધુઓને તારી પાર ઉતારી જશે. આપણને લાઝમ અને અને વાજબ છે કે, ઉપર બયાન કરેલી, કુરાને શરીફની બે આયતો ઉપર, ખુબ ગોર કરીને, મૌલાના. હાજર ઈમામ, મુરતઝાઅલીનું દામન હાથમાંથી કદી પણ છોડી આપવું નહિં, અને અંધકાર તરફ દોરવનારા પેશાવાઓ તરફ આડી આંખે પણ જોવાની ભુલ કરવી નહીં. તલમાંથી તેલ નીકળે છે, પણ રેતીમાંથી તેલ મળવાની આશા કદીપણ રાખવી નહીં.

# કલામે કવિ.



ગુરૂ ઔર ગોવીંદ દોનું ખડે, કીસકું લાગું પાય
ધન બલહારી ગુરૂકી, જીન્ને ગોવીંદ દીઓ બતાય
ગુર ઔર ગોવિંદ એક રૂપ જાણ
રખે ભિન્ન ભાવ રૂદીઆમાં આણ
ગુર આપણા ગોવીંદથી અધિક
જેની પરમારથ કારણ છે શીખ.

# કલામે પીર.

એજી લગાડીરે પ્રીત હુમ, શાહ સ્નેહ ન છોડું
આ ધર સર કરવત, અંગ ન મોડું.
જો જીવ જાય, શાહકા નામ ન છોડું, જી સાહઆં

# કલામે શાએર.

મુસતાક તેરે દરસકા, કબસે ખડા હું
સર જાય તો પરવા નહીં, ફીરબી તો અડા હું

# મૌલાની મોહબત.

એક દીવસે, હજરત જાબરે આપાણા અવ્વલ પીર નબી માહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમને પોતાને ઘેર જમવા આવવાનું ઈજન આપ્યું. નબી સાહેબે હજરત જાબરનું નોતરૂં કબુલ ફરમાવ્યું

બીજે દીવસે હજરત જાબર, પોતાને ઘેર, એ મૌલાની મેહમાનીની તૈયારી કરવા લાગ્યો, એટલામાં, એક સવાલી હજરત જાબરના ઘર પાસે આવી લાગ્યો, અને હજરત જાબરને પુછ્યું, અએ શેખ, હજરત નબી મહુમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલેહી વ સલ્લમ અને હજરત મૌલા મુરતઝાઅલી, એ સાહેબોને ખરા દીલથી તું માને છે? હજરત જાબરે જવાબ આપ્યો કે, "અલ હમ્દો લિલ્લાહ" હું એ શાહ પીરને મારા ખરા સીદક દીલ તથા ઇમાનથી માનું છું. હું એ સાહેબોના નામ પર કુરબાન છું. હજરત જાબરના આ સુખન સાંભળીને, તે સવાલીએ કહ્યું, અએ શેખ, અગર તું અલી, નબીની મોહબ્બત તથા તેઓ સાહેબ પર સીદક ઇમાન રાખવાનો ખરો દાવો રાખતો હોય, તો તે સાહેબોના વાસ્તા નાખીને હું માગી લઉં છું કે તારા પુત્રનું સર કાપીને મને આપ હજરત જાબરે પોતા તરફથી જે સવાલીની માંગણી ઘણી ખુશીથી કબુલ રાખી, અને પોતાની સ્ત્રીની સંમતિની સરત કરી. ત્યારબાદ, હજરત જાબરે એ બાબતમાં પોતાની સ્ત્રીની ઇચ્છા જાણવા માંગી. હજરત જાબરની સ્ત્રીએ કહ્યું, સ્વામીનાથ, અગર એ સાએલ શાહ પીરના વાસ્તા સાથે, આપણા એક ફરજંદનું સર માગે છે, પણ એવા આપણા હજાર ફરજંદો હોય તે સરવેના સર, સાથે આપણાં પોતાનાં સર, જાન, માલ વગેરે સર્વસ્વ માંગતો હોય, તોપણ એ સાહેબોના નામપર કુરબાન છે.

જાબરે પોતાના પ્રિય ફરજંદને હાક મારીને બોલાવી લીધો, અને ખુશાલીના જોશમાં, તેના સરનું છેદન કરી. સવાલીને હવાલે કર્યું. જમણ તૈયાર થઇ રહ્યું, ત્યારે હજરત જાબર, જનાબે પંજતન પાક સાહેબોને પોતાના ઘરના મહેમાન કરીને તેડી આવ્યો, અને જમવા માટે, સુફરો પાથર્યો. હજરત જાબરે અરજ કરી, "બિસમિલ્લાહ" જનાબ હસનૈન સાહેબો, એટલે હજરત ઇમામ હસન, તથા હજરત ઇમામ હુસેન, એ સાહેબોએ ફરમાવ્યું કે, અએ જાબર, તારા ફરજંદને અમારી સાથે

જમવા બેસાડે, તો અમે જમશું હજરત જાબરે જવાબ આપ્યો, યા મૌલા, મારો ફરજંદ દુર રમવા ગયો છે, તેને આવવાને વાર લાગશે, માટે મહેરબાની કરીને, આપ સાહેબો તનાવુલ ફરમાવી લીઓ. આપના જમણમાંથી જે બચશે, તે અમે "તબરૂક" સમજીને જમશું. જનાબે હસનૈને હઠ પકડીને ફરમાવ્યું કે, અએ જાબર, જો તારો ફરજંદ અમારી સાથે બેસીને, જમશે નહીં, તો અમે જમવાના નથી. હજરત જાબરે જનાબે હસનૈનને બહુએ સમજાવ્યા, પણ તેઓએ ખાણામાંથી એક લુકમો પણ ભર્યો નહીં, ત્યારે હજરત જાબરની આંખમાંથી આંશુ ટપકી નીકળ્યાં. આપણા અવ્વલ પીર, નબી મોહમદ મુસ્તફાએ જાબરને આંખમાં આંશુ લાવવાનું કારણ પુછ્યું, ત્યારે હજરત જાબરે બનેલી સર્વે હકીકત બયાન કરી. નબી સાહેબે ફરમાવ્યું કે, અએ જાબર, તું તારા ફરજંદનું નામ લઇને, તેને બોલાવ. નબી સાહેબના ફરમાન પ્રમાણે, હજરત જાબરે પોતાના ફરજંદનું નામ લઇને તેને બોલાવ્યો, એટલે, હસતે ચેહેરે તે ત્યાં હાજર થઇ ગયો, અને જનાબે હસનૈન સાહેબોની સાથે જમવા બેઠો.

# કલામે કવિ.

જાબરને ઘેર જયારે જમવા ગયા હતા
ત્યારે જાબરે પીરસ્યું ભાણું
મુઓ દીકરો તેનો સજીવન કરીને
પ્રભુ સૌ સાથે બેસી ખાધું ખાણું
સુલતાન શાહ, ગરીબોનું તું છે નાણું
યા શાહ, ગરીબોનું તું છે નાણું
મૌલા અલી, ગરીબોનું તું છે નાણું.

કિતાબ, જવાહરે હકીકત.

જનાબે પંજેતન પાક સાહેબો હજરત જાબરના ઘરની મહેમાની સ્વીકારી, તેને આશિરવાદ આપીને પોતાને મકાને પધાર્યા.

---

# દંત કથા.

કોઈ એક શહેરમાં, એક શ્રીમંત શાહુકાર રહેતો હતો. પાક પરવર દિગારે તેને બેશુમાર ધન, સંપતિ બક્ષેલી હતી. એક દિવસે, તેના મનમાં, એવો વિચાર આવ્યો કે, આ દુનિયા ફાની, તથા ના પાયદાર છે. આ દુનીઆની સરવે વસ્તુઓ ખાકમાંથી બનેલી છે, અને અંતે સર્વે ખાકમાં જશે.

---

# કલામે મૌલા.

દુનીયા સબી ધુલ હુએ, દુનીયાકા માલ સોબી ધુલ
ઇસ ધુલકો, તું સોના, રૂપા, માણેક સમજે,
તેરે દેખનેમેં કેસી પડી હુએ ભુલ.

તે શ્રીમંત મનમાં કહે છે, કે આ દુનીઆનો સરવે માલ માટી છે આવા આવા ધાર્મિક વિચાર કરી, તે શાહુકારે દુઃખી થતા પોતાના હુમજાત ગરીબ ઇનસાનોને મદદ કરવા માટે, એક સદાવ્રત સ્થાપ્યું. જે જાચકને જે પ્રકારની મદદની જરૂર જણાતી હતી, તેવી મદદ, તે શાહુકાર સદાવ્રતની મારફતે આપતો હતો. આ પ્રમાણે ઘણાં વરસ વિતી ગયાં. મૌલાએ તે સાહુકારની કસોટી લેવા સારૂ, એક જાચકનું રૂપ ધર્યું, અને તે શાહુકારને ઘેર પધારીને સવાલ કર્યો કે, અએ જજમાન રાજ,

તમારા પોતાના માલમાંથી મને કાંઇક આપો. જાચકનો આ સવાલ સાંભળીને, તે શાહુકારે તેને નમન કરીને જવાબ આપ્યો. માહારાજ, આ કારમી દુનીઆની વસ્તુઓમાંથી તમોને જેની જરૂર હોય, તે ખુશી સાથે માંગી લીયો. તે જાચકે ફરીથી કહ્યું, ઓ જજમાનરાજ, જે કાંઇ તમારૂં પોતાનું હોય, તેમાંથી મને કાંઇક આપો. તે શાહુકારે ફરીથી તે જાચકને કહ્યું, માહારાજ, દોલત, માલ, ખજાનો, હાથી, ઘોડા, વગેરે મારી પાસે છે, તેમાંથી તમોને જેની જરૂર હોય, તે આપી દેવા હું તૈયાર છું. તે જાચકે ત્રીજી વખત પણ એવીજ રીતે કહ્યું કે, જે કાંઇ તમારૂં પોતાનું હોય, તેમાંથી મને કાંઇક આપો. આ પ્રમાણે ત્રણ વખત, એકજ પ્રકારના સવાલ પરથી, તે શાહુકારની અંત્તર દ્રષ્ટિ ઉઘડી ગઇ, અને સમજી ગયો કે, આ જાચક અવતારી પુરૂષ આપ રૂપ ભગવાન પોતે છે. પછી તેણે નમસ્કાર કરીને અરજ કરી કે.

---

# જજમાનનો કોલ.

કયા દઉં, ઔર કયા દીલાવું, જુગમેં કયા હુએ મેરા
સર કાટકે આગે ધરૂં, તોભી તેરાને તેરા.

આ દુનીઆની કોઇ પણ વસ્તુ આપણી પોતાની નથી. માટે, એ મૌલાની બંદગી ઇબાદતમાં મુસ્તકીય રહી, કસોટીના નિયમ પ્રમાણે, આપણા દીન ધરમથી ઠેરવેલો હક, જે અસલમાં, મૌલાનોજ માલ છે, તે રાજીખુશીથી મૌલાની શાહી હજુરમાં, પેશ કરવો જોઇએ. સરવેથી ઉપરાંત એ જરૂરનું છે કે એ મૌલા ઉપર આપણી અખંડ મોહબ્બત હોવી જોઇએ.

ઇસલામી કિતાબોમાં લખેલું છે કે, પેહેલા ખલીફા સાહેબના પ્રાણ પ્રિય પુત્ર, હજરત મહમ્મદ બીન અબુબકર હતા, તેઓ આપણા અવ્વલ શાહ, હજરત મૌલા મુરતઝાઅલીની દોસ્તીમાં, મુસ્તકીમ રહીને, અહોનિશ તેઓની ફરમાન બરદારી કરતા હતા. આપણા દોયમ શાહ, હજરત ઇમામ હુસેનના જમાનામાં, હજરત હુર, યઝીદી લશ્કરનો સરદાર થઇને, તેઓની સામે લડવાને બહાર નીકળ્યો હતો. ખુદાવંદતાલાની મેહેરબાનીથી હજરત હુરની અંતર દ્રષ્ટિ ઉઘડી ગઇ, તેથી તે પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો, અને હજરત ઇમામ હુસેન સાહેબને શરણે જઇ, પોતાના ગુનાહોની માફી માંગી. ત્યારબાદ, તે હજરત ઇમામ હુસેન સાહેબના લશ્કર સાથે જોડાયો, અને ઇમામના દુશ્મન યઝીદી લશ્કર સામે લડવા લાગ્યો. યઝીદી લશ્કરના એક અસુરે હજરત હુરને તાનું માર્યું કે અયે હુર, તું નીમકહરામ છે. હુરે પુછ્યું, શી તરેહથી, હું નીમકહરામ છું? તે અસુરે જવાબ આપ્યો કે, ઇમામ હુસેન સામે લડવા માટે, તને યઝીદે પાળ્યો હતો, અને તું નીમકહરામી કરી, યઝીદના દુશ્મન સાથે મળી ગયો. હજરત હુરે કહ્યું, એ મુરખ, દુશ્મને ખુદા, તું સમજી લે કે, અત્યાર સુધી હું નીમકહરામ હતો. પાક પરવરદીગારે રહેમની નજર કરી, મને નીમકહલાલ બનાવી દીધો છે. હવે તમે નીમકહરામ બાકી રહ્યા છો. તે અસુરે પુછ્યું, અમે નીમકહરામ કેવી રીતે થયા? હજરત હુરે જવાબ આપ્યો કે, આપણા અવ્વલ પીર, નબી મહમ્મદ મુસ્તફાએ, આપણાં માતુશ્રી, બીબી ફાતેમત ઝોહારાને, હજરત મૌલા મુરતઝા અલીને નીકાહમાં આપ્યાં, ત્યારે હૈદરે કરાર, સાહેબે ઝુલફીકારે, આ પૃથ્વીની જમીન તેઓને મેહરમાં બક્ષેલ છે. હાલ જમાનામાં આ પૃથ્વીના ધણી, મૌલાના હજરત ઇમામ હુસેન છે. જે કોઇ દુશ્મને ખુદા, એ મૌલા તથા તેઓના જાનીશીનોની વિરૂદ્ધતામાં ઉતરી, તેમનું સામનું કરશે, તેને આ પૃથ્વી પરનું અન્ન, પાણી સર્વે હરામ છે, એટલુંજ નહિ, પણ જમીનપર ચાલવું પણ તેને માટે હરામ છે,

હજરત હુર તે અસુર સાથે આ પ્રમાણેનું ભાષણ કરી, રણક્ષેત્રમાં ચડી ગયા, અને અગણિત અસુરોનો સંહાર કરી, આખર, શહીદ થયા. મુસલમાની શાસ્ત્ર પ્રમાણે, હજરત જકરીઆ અલેહીસ્સલામ, અને હિંદુ શાસ્ત્રો પ્રમાણે, રાજા મોરધ્વજ, એઓએ ખુદાવંદતાલાની મોહબ્બતમાં પોતાના શરીરપર, કરવત ફેરવેલી છે. કેટલાક ધર્મી અને કસણી સહન કરનારાઓએ પોતાની કષ્ટિના બદલામાં બેહસ્ત માંગેલ છે, પણ મૌલાના કલામ પ્રમાણે, ખરા આશકોએ મૌલાના પાક દિદારજ માંગેલા છે.

---

# કલામે મૌલા.

બંદગી કરો ખાલીસ ખુદાકી, ઉમીદ ન રાખો એક તીલ ભાર
ખાલીસ બંદગીસે ખુદા મીલે, સુખસુ પામો ખુદાકા દીદાર
જો ઉમેદ ચાહવો સો રબસું પાઓ, વો ઉમેદ સબ, તું લાલચ જાણ
બેહસ્ત મીલી તો કયા બડાઈ, જયું પુરૂપ બીના ઓરત, માન

---

# હદીસ મુબારક.

તાલીબે દુનીઆ, મુખન્નસ, તાલીબે ઉકબા, મુઅન્નસ,
વ તાલીબે મૌલા, મુઝક્કર.

**મતલબ**

દુનીઆના તલબગાર, હીજડા છે. બેહેસ્તના તલબગાર સ્ત્રીઓ માફક છે, પણ મૌલાના તલબગાર ખરા મરદ છે.

# ફરમાન મુબારક.



હક મૌલાના, આગા અલીશાહ દાતાર, અનંત ક્રોડી આધાર, એઓએ ફરમાવ્યું કે આ દુનીઆ મુબારક છે. મીસાલ, કોઈ મુરદાર પશુ પક્ષી પડેલું હોય છે. ત્યાં કાગડા, કુતરા, ગીધ વગેરે એકઠા થાય છે. અને મુરદાર ચીજનો ભક્ષ કરે છે. એવીજ રીતે, આ મુરદાર દુનીઆને એકઠી કરવા સારૂ, ઘણા ખરા ઈનસાન ગુંથાએલા રહે છે. એ મુરદાર દુનીઆનો માલ, આપણા દુનીઆના છેલ્લા દમ સુધીનો છે. આપણી ઔલાદ, આલ, કુટુંબ, કબીલો. દોસ્ત તથા આશના કબર સુધી છે. આ સર્વે ચીજોમાંથી, આખર કોઈ ચીજ આપણી રૂહાનીને કામની નથી. આ મુરદાર દુનીઆને એકઠી કરી કરીને આખર તેને છોડી જવા માટે, આપણે આ દુનીઆમાં આવ્યા નથી. મૌલાએ જે કામ સારૂ આપણને અહીં મોકલેલા છે, તે કામ આપણે કરવું જોઇએ.

---

# કલામે પીર.

સરેવા કારણ ભેજીઆ, જાકે લોણો મિંત
ઉનસે દીલ ચુરાઇકે, રેટી લાયા ચિંત

હાજર ઇમામ, મુરતઝાઅલી સાથે મોહબ્બત દોસ્તી, અને ઓળખાણ રાખી, તેઓના સાયા નીચે, અને તેઓના ફરમાન પ્રમાણે આપણા સરજણહારની બંદગી કરવી. એક બીજા સાથે ભાઇચારો રાખી, અરસપરસ મદદ કરવી, અને કોઇ સાથે દ્રેશ ભાવ રાખવો નહીં. શૈતાનના ફરેલ જઇ, ઇબાદત બંદગીનો ત્યાગ કરી, આ મુરદાર દુનીઆ એકઠી કરવા, આપણે આ દુનીઆમાં આવ્યા નથી.

બેહેશ્તના તલબગાર શખસો, પુરૂષ વગરની સ્ત્રીઓ જેવા છે. મીસાલ, એક સુંદર સણગારેલો બાદશાહી મહેલ છે, પણ જો રાતની વખતે, તેમાં રોશની ન હોય, તો તે મહેલ શું કામનો? બેહેશ્ત મળી, અને આપણા કરણહાર કીરતારનું દર્શન ન મળ્યું, તો બેહેશ્ત શું કામની ? એક મોટો કુવો હોય, પણ તેમાં પાણી ન હોય, તો તરસ્યાની તરસ કેમ છીપે? પોલાદની તેજ ધાર વગર, તરવાર શા કામની? ચંદ્ર, સૂર્ય, અને સિતારાની રોશની વગર આકાશનું છત્ર શું શોભા આપે? હકીકતી દીન સતપંથમાં ખરા આશકો હાજર ઈમામ, મુરતઝા અલીના સાંયા નીચે રહી, પોતાના સરજણહારની બંદગી કરે છે, અને મદદે અલી, શફા અને રસુલ, મોહબ્બતે સાહેબે ઝમાન, તથા દિદારે મૌલા માંગે છે. હકીકી સતપંથ દીનમાં શી રીતે ચાલવું, તેનું બ્રહ્મજ્ઞાન બોધના, સતગુરૂ બ્રહ્માએ સરવે રૂહાનીઓને શીખવેલ છે. આપણા અરવાહોએ આલમે અરવાહમાં, સતગુરૂ બ્રહ્મા પાસેથી બ્રહ્મજ્ઞાન બોધના શીખી લીધા પછી, આપણા પાક પરવરદિગારે પુછયું કે. અએ રૂહાનીઓ, તમે મને ઓળખો છો કે હું કોણ છું ? રૂહાનીઓએ જવાબ આપ્યો, યા બારી તાલા, તું અમારો કરણહાર કીરતાર છે, અને અમે તારા બંદા છીએ. પાક પરવરદીગારે ફરમાવ્યું કે તમે એ પ્રમાણે સત્ય કરીને સમજતા હો, તો મારા ફરમાનને તાબે થઇને મને સીજદો કરો. એ મૌલાના હુકમ થતાંની સાથે, કેટલીક રૂહાનીઓએ સીજદો કર્યો, અને કેટલીક રૂહાનીઓએ ન કર્યો. ફરીથી ખુદાવંદ તાલાનો હુકમ થયો કે, અએ રૂહાનીઓ, મને સીજદો કરો. આ વખતે, અગાઉ કેટલીક રૂહાનીઓએ સીજદો નહીં કયો હતો, તેમણે સીજદો કર્યો, અને કેટલીક રૂહાનીઓ, જેમણે પહેલી વખત સીજદો કર્યો હતા, તેમણે મન ડામાડોળ કરીને, આ વખત સીજદો ન કર્યો, અને કેટલીક રૂહાનીઓ, જેમણે અગાઉ સીજદો કર્યો હતા, તેમણે બીજી વખત પણ કાયમ રહીને પણ પાછો સીજદો કર્યો. આ ઉપરથી ત્રણ તરેહના જીવ ઉત્પન્ન થયા.

# કલામે પીર.

પેલે તીન જો સરજયા ટોલા
તીસ માંહે સતગુરૂ પ્રગટ બોલા
એક લોક કીઆ પ્રણામ
દુસરે લોક દુરી જન જાણ
ત્યાં સતગુરૂ બચનજ દીઆ
તીસ કારણ જીવ અપના કરલીયા
રે તુંહી

આદ અંતકી પ્રીતસું
સતગુર મીલ્યા આજ
સતગુર કું રખીસર ભેટીઆ
જબ વચન દીયા માહારાજ

(૧) આલમે અરવાહમાં, જે રૂહાનીઓએ, મૌલાને, બંને વખતે સીજદા કર્યો, તેઓ, આ દુનિઆમાં, મોમન અવતરશે, અને મોમન થઇ મરશે.

(૨) આલમે અરવાહમાં, જે રૂહાનીઓએ, મૌલાને, પહેલા, સુજદો કર્યો, પણ પછી ડામાડોળ થઇ, બીજી વખત સીજદો ન કર્યો, તેઓ, આ દુનિઆમાં, મોમન અવતરશે, અને કાફર થઇ મરશે.

(૩) આલમે અરવાહમાં, જે રૂહાનીઓએ, મૌલાને પહેલો, સુજદો ન કર્યો, અને પછી પણ ન કર્યો, એટલે બંને વખત સીજદા ન કર્યો, તેઓ, આ દુનીઆમાં કાફર અવતરશે, અને કાફર થઇ મરશે.

# અલસ્તનો કરાર.



**હીના અખજલ લાહો અહદન, મીનલ
મલાઇકતે, વ બની આદમા, " અલસ્તો, બે રબ્બેકુમ
વ મોહમ્મદો, ન બીયોકુમ, વ અલીયુન, ઈમામો,
વ અમીરો કુમ " ? કાલા ઇન્સો વલ,
મલાઇકતો, " બલે "**

**મતલબ.**

( રોજે અઝલને દિવસે ) જયારે ખુદાવંદતાલાએ ફીરસ્તાઓ પાસેથી, તથા આદમ અલૈહીસ્સલામના વંશજો પાસેથી, વચન લીધુ, અને ફરમાવ્યું કે, "તમે કબુલ કરો છો કે હું તમારો, પરવરદીગાર છું. મોહમ્મદ, તમારો નબી છે, અને હજરત અલી, તમારો ઇમામ, તમારો અમીર એટલે (શાહ) છે. પરવરદીગારનો આ હુકમ સાંભળી, સરવે ઇનસાનની રૂહાનીઓએ તથા ફીરસ્તાઓએ જવાબ આપ્યો, હા, યા પાક પરવરદીગાર.

એ હકીકતી સતપંથી દીનદાર ભાઇઓ, આ પ્રમાણેના કરાર રોજે અઝલમાં થઇ ગયો છે, એટલુંજ નહીં, પણ આ દુનિઆમાં પણ આપણા અવ્વલ પીર નબી મહમદ મુસ્તફાએ ગદીરે ખુમના મેદાનમાં ફરમાવ્યું કે,

**" સલ્લેમુ અલા અલીયીન, બે અમીરીલ
મુઅમીનોન "**

**મતલબ.**

હજરત મૌલા મુરતઝાઅલીને, અમીરલ મોમનીન, એટલે મુમન દીનદારોના શાહ તરીકે સલામ કરો.

આલમે અરવાહમાં, સતગુર બ્રહ્મા, નબી મહમદ મુસ્તફા, અરવાહોન બ્રહ્મ જ્ઞાન બોધના આપી, ફરમાવતા હતા કે, તમે અરવાહોને દુનીઆમાં મોકલવામાં આવશે, અને આપણો કરણહાર કીરતાર, તથા હું સ્થુળ શરીર ધારણ કરી, દુનીઆમાં અવતાર લેશું. જે રૂહાનીઓએ આલમે અરવાહમાં શાહપીરની શનાખ્ત સમજી હશે, તે રૂહાનીઓ આ દુનીઆમાં પણ શાહ પીરને તથા મોમન દીનદારોને ઓળખી, તેઓની શનાખ્ત તથા મોહબ્બતમાં રહેશે.

ત્રેતા જુગમાં બળ રાજા, પ્રલ્હાદના વંશમાં ઉત્પન થયો હતો, તેણે નવસોને નવાણું યજ્ઞ તથા પુષ્કળ દાન કીધાં હતાં, છતાં પણ, જ્યારે વાયમણ દેવ, આપ રૂપ ભગવાન, અવતાર ધારણ કરીને તેને ઘેર પધાર્યા, ત્યારે તે અવતારી પુરૂષને ઓળખ્યો નહીં. તે આ ગુરૂએ તેને ચેતવણી પણ આપી કે જજમાન રાજા, આ વિપ્ર નથી, પણ ત્રિભુવનો નાથ, આપ રૂપ ભગવાન છે, છતાં પણ બળ રાજા, ગુર લોપી મહા પાપી થયો, અને તેણે પોતાનો અહંકાર, હું પદ છોડયાં નહીં. ખુદાવંદતાલા અહંકાર હું પદ ધરાવનારાઓથી વેગળો રહે છે, અને તેવા અહંકારી માણસોની કરણી ખોટી થાય છે.

---

# કલામે પીર.

---

**સતગુર કહેરે, મેરી મેરી જો કરે, ઉસકી કરણી ખોટી જાણ**
**દીન દોયેકે કારણે, પાપે ભરીઆ પ્રાણ**

# કલામે શાએર.

તકબ્બુર અઝાઝીલરા ખાર કર્દ
બ ઝીનદાને લઆનત ગીરફતાર કર્દ

### મતલબ.

અહંકારથી અજાજીલ ફીરસ્તો ખુવાર થઇ ગયો, અને લાનતનો તોક તેના ગળામાં પડયો.

# કલામે કવિ.

અહંકાર કીધો જુઓ રાય કંસે
બહુ દુઃખ વેઠયું, વળયો ડાટ, વંશે
મુઓ મસ્ત જોધો, જરાસંધ જેવો
અહંકારમાં સાર છે, ભાઇ, એવો

સઘળા ગ્રંથકર્તાઓ એકસરખી રીતે જણાવી ગયા છે કે અભિમાનના ઘર ખાલી છે. બળરાજાએ પોતાના ગુરૂની આજ્ઞા માનીને, સ્વામીની સેવા કરી હોત, તો પાતાળમાં ચંપાવું ન પડત. કોઇ માણસપર ખુદાવંદ-તાલા નારાજ હોય, તે જો કામીલ સગગુરૂના વચન પર ચાલે, તો તેનો બચાવ થાય છે. પણ જેની બે ફરમાનીને લીધે, તેનો ગુરૂ નારાજ થાય છે, તેનું બંન્ને જહાનમાં ઠેકાણું લાગતું નથી.

# રીવાયત.

આપણા અવ્વલશાહ હજરત મૌલા મુરતઝાઅલી, તથા શામના ગવરનર, માવીઆ ઇબને અબુ સુફીયાન વચ્ચે પુષ્કળ લડાઇઓ થઇ. એક વખતે માવીઆએ, એક કાસદ સાથે કાગળ તથા રાઇની એક કોથળી, હજરત મૌલા મુરતઝાઅલી પાસે મોકલાવ્યા હજરત-મૌલા મુરતઝાઅલીએ તીરરીમા નામના પોતાના એક કાસેદને બોલાવ્યો આ શખ્સ ચાલાક તથા હાજર જવાબી હતો, અને હજરત મૌલા મુરતઝાઅલીનો મિત્ર તથા શામના ગવરનર માવીઆનો દુશ્મન હતો. માવીઆ તરફથી આવેલા કાગળ, તથા રાઇની કોથળીનો જવાબ આપવા માટે, હજરત મૌલા મુરતઝાઅલીએ આ કાસદને રવાના કર્યો. જયારે ત કાસેદ શામના મુલકમાં જઇ પહોચ્યો, ત્યારે માવીઆની દરબારની તપાસ કરી આખરે તે માવીઆની દરબારમાં ગયો, પણ કોઇને સલામ, ઇકરામ કર્યા વગર, ત્યાં જઇને ઉભો રેહ્યો. માવીઆની દરબારના અમીર ઉમરાવોએ તેને પુછ્યું કે, ભાઇ, તું હાકમે શામને શામાટે સલામ, તથા તાઝીમ કરતો નથી? તે કાસદે જવાબ આપ્યો કે, હું બાદશાહે આદીલ શીવાય, બીજા કોઈને હું સલામ, તથા તાઝીમ કરતો નથી. અમીરોએ પુછ્યું કે આજના વખતમાં બાદશાહે આદીલ કોણ છે? કાસીદે જવાબ આપ્યો કે, પેગંબર સાહેબના કાકા, ભાઇ, તથાં જમાઇ, શૌહરે ફાતમતો ઝોહરા, હસનૈન સાહેબના પીદર બુઝરગવાર, વગર બીજો કોઇ પણ બાદશાહે આદીલ આ જમાનામાં નથી. આટલું બોલી હજરત મૌલા મુરતઝાઅલી તરફથી લાવેલાં પત્રને ચુંમીને માવીયાના હાથમાં આપ્યો.

અને કહયું, અયે માવીયા, તેં એવું વિચારીને રાઇની કોથળી મોકલી છે કે, આ રાઇના દાણા અથવા આકાશમાં તારા જેટલુ અગણિત લશ્કર તારી પાસે છે. અયે માવીઆ, એ ખરૂં હશે, પણ હજરત મૌલા મુરતઝાઅલી પાસે એવો એક જબરદસ્ત કુકડો છે, કે જયારે તે મેદાનમાં આવીને ઉભો રહેશે, તો તારી રાઇની કોથળી જેવી અનેક કોથળીઓ એક ક્ષણવારમાં ચણી જશે. જયારે આકાશમાં સુર્ય પ્રકાશે છે, તારા સરવે તારા સંતાઇ જાય છે. આવી રીતનું હિંમત ભરેલું યાદગાર ભાષણ કરી, તે કાસીદ હજરત મૌલા મુરતઝાઅલીની દરબારમાં પાછો આવ્યો. આખર હજરતઅલી તથા માવીઆ વચ્ચે, સફ્ફીન નામની જગ્યા પાસે એક મોટું જંગ થયું. તેમાં નિર્દોષ લાખો મુસલમાનોનો ઘાણ નીકળી ગયો. એ રણસંગ્રામ થવાની અગાઉ, હજરત મૌલા મુરતઝાઅલીના લશ્કરમાં ભરતી કરવા સારૂ, મહમદ બીન અબુબકરે મીસરી લશ્કરની એક ટુકડીને કુફે રવાના કરી. આ લશ્કરી ટુકડીમાં, ઇબને મુલઝમ કરીને એક સીપાઇ હતો.

આ ટુકડી વાલા સિપાઇઓના નામની ટીપ, ઇબને મુલઝમ પાસે હતી, તે તેણે હજરત મૌલા મુરતઝાઅલી પાસે જઇને વાંચી. જયારે તેમાં ઇભને મુલઝમનું પોતાનુંજ નામ વાંચવામાં આવ્યું, ત્યારે, હજરત મૌલા મુરતઝાઅલીએ ફરમાવ્યું કે, આ માણસ અમારો દુશ્મન છે. ઇબને મુલઝમે ત્રણ વખત કસમ ખાઇને કહ્યું, યા મૌલા, હું તમારો દોસ્ત છું, પણ મૌલાએ છેવટે પણ એમજ ફરમાવ્યું કે, વલ્લાહ, તું અમારો દોસ્ત નથી.

---

# કલામે કવિ.

**તનકી જાણે, મનકી જાણે, જાણે ચિતકી ચોરી**
**ઉનકે આગે કયા ચલેગી, જીસકે હાથમેં દોરી**

ત્રણ વખતે કસમ ખાઇને, મિત્રાઇનો દાવો દેખાડવા છતાં, જ્યારે હજરત મૌલા મુરતઝાઅલીએ ઇબ્ને મુલઝમને દુશ્મન તરીકે ગણ્યો, ત્યારે ઘણોજ શરમંદો થઇ ગયો. હજરત મૌલા મુરતઝાઅલીએ ફરમાવ્યું કે, રોજે અઝલમાં, જે રૂહાનીઓએ અમોને ઓળખીને, અમારી મોહબ્બત રાખેલી છે તેજ રૂહાનીઓ અતરે દુનીઆમાં અમારી દોસ્ત થઇ શકે છે. અએ ઇબ્ને મુલઝમ રોજે અઝલમાં તારી રૂહાનીને અમારી શનાખ્ત નહીં હતી, તે આ દુનીઆમાં અમારી દોસ્ત થઇ શકતી નથી.

જે શખ્સ આ દુનીઆમાં, પોતાના વખતના હાજર ઇમામને ઓળખશે, તેનેજ આખરતમાં, ખુદાવંદ તાલાના દીદાર થશે. જે શખ્સ, આ દુનીઆમાંજ અજ્ઞાની અંધ છે, જમાનાના ઇમામને ઓળખતો નથી, તે શખ્સ આખરતમાં પણ ખુદાવંદ તાલાના દીદાર મેળવી શકવાનો નથી.

---

# કલામે શરીફ સુરેબની ઈસરાઈલ.

આયાત, ૭૨

**મન કાના ફી હાઝેહી, અઅમા, ફહુવા, ફીલ**
**આખેરતે, અઅમા, વ અઝલ્લો સબીલા.**

**મતલબ.**

જે આ દુનીઆમાંજ આંધળો છે (જેને ખુદાવંદના દીદાર નથી) તે આખરતમાં પણ આંધળોજ રહેશે (આખરતમાં પણ ખુદાવંદના દીદાર પામશે નહીં) તે રસ્તામાં ભટકતોજ રહેશે.

# કલામે પીર.



જાકું દરશન ઈતિહુએ, તાકુ દરશન ઉત
જીને યહાં ન દેખા સતસું, સો કયા પાવેગા ઉત

નાજી ફીરકાની બોતેર નીશાની છે, તેમાં સૌથી મોટી નીશાની એ છે કે, તેઓને ખુદાવંદ તાલાના નુર, હાજર ઈમામ, મુરતઝાઅલીના દીદાર તથા શનાખત્ત છે, અને તેઓ એ મૌલાના દીદાર માટે, રાતદીન તરસે છે.

---

# કલામે શાએર.



કરકે ગરદનકો ખમ, રેહેતે સીજદેમેં નમ
તોભી નહીં પાયા, તેરા નુર, સનમ
શેખને મસજીદ બનાઈ, તોડકે બુતખાના
વહાં તો એક સુરતથી, યહાં સાફ વેરાના
મસજીદમેં ના દેખું, જબ ઉસમાંહે ઝમીંકો
સીજદેકે બહાનેસે, સર મારૂં, ઝમીંકો

---

# કલામે શાએર દીગર.



યા ઈલાહી મૌત દે, યા યારકા દીદાર હો
જો કે કીસમતમેં લીખા હો, સોહતો એકબાર હો

**યા કદમપે સર હો ઉસકે, યા તહે તલવાર હો**
**યા તો દીલ પેહલુ મેં નીકલે, યા બગલમેં યાર હો**

આપ રૂપ ભગવાન, મુરતઝાઅલી, હાજર ઇમામ રૂપે, આ દુનીઆમાં જાહેર બેઠા છે, છતાં કેટલાક લોકો કહે છે કે, અમોને ખુદા દેખાતો નથી, અને અમોને દીદાર મળતા નથી. એ મૌલા હાજર નાજર છે, અને દુનીઆમાં પ્રગટ બેસીને પોતાના પાક દીદારનો લાભ, હકીકત સમજનારા સતપંથી દીનદારોને આપે છે.

---

# કલામે કવિ.

**બીન દેખે નીજ નામ જપત હુએ, સો તો રેનકા સપના**
**કભી દીદાર પ્રગટ દેખ્યા, તબ હુઆ જાપકા જપના**

આ સર્વ વ્યાપક ખુદાવંદતાલાનું નુર, દુનીઆમાં જાહેર અવતાર લઇને બીરાજી રહ્યું છે. આપણા બુઝરગોને દીન, કલામે પીરમાં ફરમાવેલ છે કે, જે જીવને અલી નબીના નુર અવતારી પુરૂષના દીદાર નથી મળ્યા, તેઓને આખરતમાં અલ્લાહના દીદાર અને મોહમ્મદની શફાઅત મળવાનાં નથી. જે જીવને એ મૌલાના દીદાર આ દુનીઆમાં મળે છે, તેઓને આખરતમાં અલ્લાહના દીદાર અને મહમ્મદની શફાઅત નસીબ થાય છે.

---

# હદીસ શરીફ.

**મન યઅરફો શરીઅતા વલ હકીકતા, બીલા**
**ઇમામ, ફ કદ કફર.**

**મતલબ.**

નબી મહમ્મદ મુસ્તફા ફરમાવે છે કે જમાનાના ઈમામની સહાયતા વગર, જે શખ્સ શરીઅત તથા હકીકત અખતીયાર કરે છે, તે ખરેખર, ગુમરાહ થાય છે.

---

## કલામે પીર.

બોલ્યા પીર શમસ, તમે સુનો મોમન ભાઈ
બીન પીર, પાર ન ઉતરના, એભી અલ્લાહ

જે શખ્સો, આ દુનિઆમાં પંજતન પાક તથા હાજર ઈમામ, મુરતઝાઅલીની દોસ્તીનો દાવો કરે છે, તેઓમાંથી જેની રૂહાનીએ આલમે અરવાહમાં એ મૌલાને સાચે મને સીજદો કર્યો નહીં હોય, તેને આ દુનીઆમાં હકીકતી સતપંથ દીન મળનાર નથી.

---

## કલામે પીર.

જીરે વીરા, પુરવ પુન વિના કયાંથી પામીએ
અને સાચો તે સતપંથ સાર
સતપંથ પદારથ તો પામીએ
ભાઇ, જો દીલ હોવે પાક

---

## ફરમાન મુબારક.



મૌલાના ઈમામ જાફર સાદકે, પોતાની ઝબાન મુબારકથી ફરમાવ્યું કે, જે વખતે, ઇમામનું સ્થૂળ શરીર ઘડવા માટે, માટી લાવવામાં આવે

છે, ત્યારે, તે માટીનું સ્થૂળ ઘડાઇ રહ્યા પછી, તેમાંની જે કાંઇ માટી બાકી બચે છે, તેનું ખમીર, મોમન દીનદારના સ્થૂળ શરીરમાં, નાખવામાં આવે છે, આવો હકીકતી મોમન દીનદાર, અમોને હાજર ઇમામ સમજીને અમારી સેવા કરેછે, અને અમારા નુરના દીદાર કરે છે. એ ખમીર ધરાવનાર માણસ, જેવી રીતે, એક સોય, લોહચુંબક તરફ ખેંચાઇ જાય છે, તેવી રીતે, અમારા ભણી ખેંચાઇ આવે છે. જે માણસો આ દુનીઆમાં અવતરીને અમારા મરતબાને ન ઓળખ્યા, તેમની ઇબાદત કાંઈ કામ આવવાની નથી.

## કલામે પીર.

એજી શૈતાન તાઅત બોતજ કીયા,
સાત જમીન આસમાનજી
આદમ ખલીફ઼ે કો સીજદા ન કીયા
સો તકબ્બુર કીયા નાદાનજી

## કુરાને શરીફ઼, સૂરે બકર.



આયત ૩૪.

ઇજ કુલના લીલ મલાએકતીસ જીદુ લે આદમા,
ફ઼ સજદુ, ઇલ્લા ઇબલીસ, અબા, વસ તકબરા,
વ કાના, મીનલ કાફ઼ેરીન

મતલબ.

જયારે અમે ફ઼ીરશતાઓને ફ઼રમાવ્યું કે આદમને સીજદો કરો, ત્યારે સર્વે મલાએકોએ સીજદો કર્યો, પણ અઝાઝીલે સીજદો કર્યો નહીં, તેણે મગરૂરી કરી, અને કાફ઼ર લોકના ટોળામાં થયો.

# કલામે પીર.

અઝાઝીલ ફીરસ્તા, બુઝરગ કહીએ
અને ગુણવંત કહીએ કૈસા
તેત્રીશ ક્રોઠ કીતાબે પઢીઓ
પણ ભીંતર ભેદ ન પાયા—ઇલાહી

અઝાઝીલ ફીરસ્તો, છત્રીશ ક્રોડ કીતાબો પઢીને મોટો આલેમ બન્યો હતો. તે મલાએકના ટોળામાં શિક્ષક નિમાયો હતો. આટલો બધો વિદ્વાન હોવા છતાં, એ મૌલાનો ભેદ સમજી શકયો નહીં, અને બે ફરમાની કરી, તેજ પ્રમાણે, હાલના જમાનામાં પણ કેટલાક હુશીયાર તથા ચાલાક વિદ્વાનો હાજર ઇમામ, મુરતઝાઅલીના પાક ફરમાનોનો ભેદ સમજતા નથી, અને તેઓની ના ફરમાની કરે છે. હાલના એ બાદશાહે દીનપનાહના પાક ફરમાનની પરવા કરતા નથી. અઝાઝીલ ફીરસ્તાને અગાઉ જે હુકમ થયો, તે તેણે કબુલ રાખ્યો, અને છેવટના હુકમને તાબે ન થયો, તેમ કેટલાક સખ્સો, આપણા અવ્વલ પીર, નબી મહુમદ મુસ્તફા, તથા આપણા અવ્વલ શાહ, મૌલા મુરતઝા અલીના અગાઉના ફરમાનોને તાબે થાય છે, પણ એજ અલી નબીના નુર, હાજર ઇમામ, મુરતઝા અલીના હાલના છેવટના ફરમાનને ગણકારતા નથી. આપણા અવ્વલ પીર, નબી મહુમદ મુસ્તફા હદીસે મુબારકમાં ફરમાવી ગયા છે કે “ અલી હકની સાથે છે, અને હક, અલીની સાથે છે. જે તરફ મુરતઝા અલી ફરે, તે તરફ તમે ફરો.”

જે જમાનામાં મૌલાનું જે સ્વરૂપ, તખ્ત ઉપર બીરાજતું હોય, તે સાહેબના છેવટના ફરમાનને તાબે થવું, એ હકીકતી દીન સતપંથની ખાસ મકસદ છે. અઝાઝીલ ફીરસ્તાએ હદથી વધારે ઇબાદત બંદગી કરી હતી,

છતાં ના ફરમાનીને સબબે રાજયો ગયો, અને તેની કોઇપણ ઇબાદત કામ આવી નહીં, તેમજ, હાલપણ હાજર ઇમામ મુરતઝાઅલીની ના ફરમાની કરનાર, આખી રાત એક પગે ઉભો રહી, ઇબાદત બંદગી કરે, તો પણ, તેમાંનું કાંઇપણ કામ આવશે નહીં.

---

## હદીસ મુબારક.

યા અલી, લૌ અન્ના અબદન, અબદલ લાહુા,
હકકા ઈબાદતેહી, સુમ્મા શકકા ફીકા, વ
હુવા અફ્ઝલુલ લાહે, કાના, ફીન નાર

**મતલબ.**

નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે, યા અલી, અગર કોઇ ખુદાનો બંદો, ખુદાવંદ તાલાની યોગ્ય બંદગી ગુજારે, પણ તમારી મરતબામાં શક લાવે, તો તે માણસ જહન્નમમાં જશે.

---

## અરબી ભાષા.

કીઆમતને દીવસે ખુદાવંદતાલા ઇનસાફ લેશે. ત્યારે સરવે વાતો ચીતો અરબી ભાષામાં થશે, માટે આપણે અરબી ભાષા શીખવી જોઇએ, એવી રીતે કેટલાક શખ્સોનું કહેવું છે.

અલબતા, આ દુનીઆમાં કોઇ પણ નવી ભાષા શીખવામાં ફાયદોજ છે, તેમાં વળી અરબી જેવી માતા ભાષાઓમાંની એક, જે ઘણીજ ખેડાએલી ભાષા છે, જેમાંથી બીજી અનેક ભાષાઓ જન્મ પામેલી છે, જેમાં ઈલમ ફીલસુફીના ભંડાર ભરેલા છે, તથા જેમાં દીને

ઇસલામનું રહસ્ય ભરેલું છે. એવી એક ઉત્તમ ભાષા શીખવાના જેટલા ફાયદા લેખીએ એટલા થોડાજ ગણાય. પરંતુ કીઆમતના દિવસના ઇનસાફની કાર રવાઇ માટે, એ ભાષા શીખવાની જરૂર કેટલી છે, તેના ઉપર, હાલ વીવેચન કરવાનું છે. રોજે કીઆમતમાં આપણી દુની-આની કરત કમાઇ, તથા મૌલાની મોહુબ્બતજ કામ આવવાની છે. અરબી ભાષા શીખ્યા અગર ન શીખ્યા, તેનો કાંઇ પણ સંબંધમાં કીઆમતના દીવસ સાથે નથી. કીઆમતને દીવસે હશરના મેદાનમાં જ્યારે સર્વે જીવને એકઠા કરવામાં આવશે, ત્યારે દરેક જીવના સવાલ તથા ગુનાહનો અદલ ઇન-સાફ થશે. અરબી ભાષા શીખવા સાથે કીઆમતને કાંઇપણ સંબંધ નથી.

---

# રીવાયત.

---

ઇબને મુલઝમે કત્તામા નામે સ્ત્રીના ફરેબમાં ફસાઇને, હજરત મૌલા મુરતઝા અલી ઉપર ઝેર આલુદા એટલે વિખથી ભરેલી તરવારનો વાર કીધો, એ ઇબને મુલઝમ, હજરત મૌલા મુરતઝા અલીના ઘરનો ગુલામ હતો, અને અરબી ભાષા પણ ઘણી સારી રીતે જાણતો હતો. તે અરબી ભાષામાં ભાષણ પણ કરી શકતો હતો, છતાં પણ, જ્યારે તેણે પોતાના જમાનાના હાજર ઇમામ, હજરત મૌલા મુરતઝા અલીનું, ઝેરી તરવારના કારી જખમથી, અએન ઇબાદત વખતે, ખુદાની મસજીદમાં, ખુન કર્યું, એવા અધમ અસુરોને અરબી ભાષાનું જ્ઞાન રોજે કીઆમતમાં શું કામ આવી શકે? હજરત મૌલા મુરતઝાઅલી પછી, તેઓના જાનીશીન દુયમ શાહ, હજરત ઇમામ હુસેન સાહેબ ઉપર, કરબલાના મેદાનમાં યઝીદનું મોટું લશ્કર હુમલો કરી આવ્યું. હજરત ઇમામ હુસેન પર હુમલો કરનાર, યઝીદના લશ્કરીઓમાં, અસંખ્ય સિપાહો, પોતાને

પરહેઝગાર ગણુતા હતા, પાંચ વખતની નમાઝ પડતા હતા, રમજાન માસમાં પુરેપુરા રોજા રાખતા હતા, અને કુરાને શરીફ ઘણીજ ઉત્તમ રીતે તીલાવત કરી શકતા હતા. તેઓને અરબી ભાષા ઉપર સંપૂર્ણ કાબુ હતો. આવા અરબી ભાષા જાણુનારા અસુરોએ નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમના વાહલા નવાસા, તથા હજરત મૌલા મુરતઝાઅલીના પ્યારા નુર ચશ્મ, જમાનાના હાજર ઈમામ, હજરત ઇમામ હુસેનને કાંઇ પણ રહેમ, તરસ લાવ્યા વગર, કરબલાના મેદાનમાં ભુખ્યા અને તરસ્યા શહીદ કર્યો, એટલુંજ નહિ, પણ તે મૌલાના નાનાં બચ્ચાં ઉપર પર રહેમ નહીં ખાધી; આવાં મહાર અઘોર અને અધમ કૃત્ય કરનારાઓને, અરબી ભાષાનું જ્ઞાન, કીઆમતમાં શું કામ આવે ? રોજ કીઆમતને દિવસે અમુક ભાષાનું જ્ઞાન ફાયદો અથવા નુકસાન કરશે, એવું છેજ નહી. એ દીવસ અદલ ઇનસાફનો હોવાથી, બંદાના કૃત્યો મીઝાનમાં જોખાઇને, કરતવ્યનો બદલો મળશે.

---

## રીવાયત.



આપણા દાયમ શાહ, હજરત ઈમામ હુસેનના મુબારક સરને જે વખતે શામમા યઝીદની દરબારમાં લઇ જવામાં આવ્યું, તે વખતે ત્યાં ઘણા બાદશાહોના એલચીઓ હાજર હતા. રૂમના એલચીએ ઉભા થઇને, યઝીદને પુછ્યું કે, અએ હાકમે શામ, આ મુબારક સર કોનું છે ? તેઓ શહીદ થઇ જવા છતાં, હજી પણ કુરાને શરીફની આયતો પડે છે. યઝીદે જવાબ આપ્યો કે, મદીનાનો એક રઇસ મારા પર હુમલો લાવનાર હતો, એનું નામ હુસેન હતું. રૂમના એલચીએ કહ્યું કે, મારે આ મુલકની સરવે નવી ખબરો મારા બાદશાહને મોકલવાની

છે, માટે મેહેરબાની કરીને મને ખરેખરી ખબર આપો, કે એ કીઓ હુસેન છે? અને તેના હસબ નસબની ખબર મને આપો. યઝીદે જવાબ આપ્યો કે, મૌલા મુરતઝાઅલ્લી, તથા બીબી ફાતેમત ઝોહરા, દુખતરે રસુલનો નાનો ફરજંદ છે. રૂમના એલચીએ કહ્યું, ઓ યઝીદ, તમે પેગંબરના નવાસાને કતલ કરાવ્યા, એ સારૂં કામ ન કીધું. હું માત્ર દાઉદ પેગંબરની ઔલાદમાંનો એક જણ છું, તો પણ, ખ્રીસ્તીઓ મને પેગંબરની ઓલાદ જાણીને, મારી સલામીએ આવવામાં સવાબ સમજી, મારે ઘેર આવે છે.

---

# ખરે ઈસા, એટલે, ઈસા નબીના ગધેડાની વાત.

---

પેલો રૂમનો એલચી કહેવા લાગ્યો, અયે યઝીદ, એક દીવસ, હજરત ઇસા મસીહ પોતાના ગધેડા પર સ્વાર થઇને ફરવા નીકળ્યા હતા. ફરતાં, ફરતાં, એક પહાડ પર, તેઓના સ્વારીના ગધેડાની ખરીની નીશાની પડી રહી. હજરત ઈસા મસીહને માનનારા ખ્રીસ્તા લોકોએ આ જગ્યાને પવિત્ર ગણીને, ત્યાં દેવળ બનાવ્યું, અને દુર દરાઝના મુલકમાંથી, તે પવિત્ર સ્થળની જાત્રા કરવા જાય છે. હું હજરત દાઉદથી ઘણી પેઢીએ દુર હોવા છતાં, લોકો મારૂં ઘણું સન્માન રાખે છે. તમારા આખર જમાનાના પેગંબરના કફનને હજી તો ડાઘ પણ લાગ્યો નથી, એટલા ટુંકા જમાનાની અંદર, તેઓના વહાલા નવાસાને, વગર કારણે, તમે કતલ કરાવ્યો, એ ઘણુંજ જબુન ગુનાહનું કામ કીધું છે. યઝીદે કહ્યું, હું હમણાં તમને પણ કતલ કરાવી નાંખવાનો હુકમ આપવા ઇછુંછું, પણ મને શાહે રૂમની શરમ આવે છે. રૂમના એલચીએ કહ્યું, તમે જે

પેગંબરનો કલમો પડો છો, તેની શરમ તમે છોડી દીધી, અને એક અદના દુનયવી બાદશાહની શરમ કરો છો, એ કેવી વાત છે? યઝીદે પોતાના જલ્લાદોને હુકમ કર્યો કે, આ કાસદનું સર છેદી નાંખો, નહીં તો, એ માણસ આખી દુનિયામાં મને રૂશવા કરશે. રૂમના એલચીએ જવાબ આપ્યો કે, મને સર જવાની કાંઇ પણ ધાસ્તી નથી. બાકી રૂસવા થવાનો સવાલ રહ્યો અએ યઝીદ, આ કરપીણ કૃત્ય કરીને, કીઆમત સુધી તમે રૂસવા તથા ફજીયત થશો. રૂમના એલચીનાં આવાં તીખાં તાનાં સાંભળીને, યઝીદે તેની ગરદન ઉડાડી મુકાવી.

આખરત કીઆમતને દીવસે, અરબી ભાષાના જ્ઞાનની કાંઇ પણ જરૂર નથી. આપણી માતાના ગર્ભાસ્થાનમાં અલી, નબી, શાહ પીરનું નુર આપણું રક્ષણ કરતું હતું, અને જો આપણે દુનીઆમાં એ નુરની ફરમાન બરદારી કરશું, તો કીઆમતને દીવસે પણ, એજ અલી નબીનું નુર આપણી સહાયતા કરશે.

---

# કલામે પીર.

એજી ઘોર અગોચરમાં બહુ દીન હોતા
અને ઘણા ઘણા વિઘનથી ઉગારીઓજી

એજી, નવરે માસ, તને પેટમાં રાખીઓ
નબી મહમદે બંધ છોડાવીઆજી

એજી અણ ચિંત્યા તને ભોજન પુરોઆ
અને માત પિતા વિના, પાળીઓજી

# કલામે શાએર.

સખતીયે અઝલ હોવે, તો આવે હૈદર
ઉકબાકે અઝાબોસે, બચાવે હૈદર
કયા કયા કરમો લુત્ફ હુએ, મોમીન પે, ઝહુર
જો કબ્રમેં ભુલો, તો બતાવે હૈદર

# ખાકે શફા, આબે શફા.

આપણા કરણહાર કીરતારે આલમે અરવાહમાં જ્યારે રૂહાનીઓને ઉત્પન કરી, ત્યારે સરવેને નબી મહમદ મુસ્તફા સલ્લ લ્લાહો અલૈહી વ સલ્લમ તથા આલે મોહમ્મદ સાથે, મોહબ્બત તથા શનાખ્ત રાખવા હુકમ થયો. એ મોલાની ફરમાન બરદારી કરવાનું શીખવ્યા પછી, મૌલાએ બખશેલી "ખાકે શફા" ઉપર દુઆઓ પઢી તેનું "આબે શફા" કાઢી, મોમન રૂહાનીઓને પીવડાવવામાં આવ્યું.

આ હકીકતી સતપંથ દીનદારોને હાજર ઇમામ, મૌલા મુરતઝા અલીએ બખશેલી "ખાકે શફા" ઉપર, દુઆઓ પડી, તેનું "આબે શફા," પીવડાવવાની ક્રીયા કરવામાં આવે છે, તેને આપણી ભાષામાં ઘટપાટની ક્રિયા કહેવામાં આવેછે, અને "આબે શફા" ને આપણી ભાષામાં "નીઆજ" "નીમ" એવાં નામ આપવામાં આવેછે. એ પાક "આબે શફા" કાઢતી વખતે, ઘણી બુઝરગ પાક દુઆઓ પઢવામાં આવેછે.

"સુબહાન લ્લાહ, શુકરન લિલ્લાહ, વલ હમ્દો લિલ્લાહ, વ લા ઇલાહા ઇલલ્લાહ, વલ્લાહો અકબર, લા હોલ, વ લા કુવ્વત, ઇલ્લા બિલ્લાહિલ અલીયુલ અઝીમ."

આપણા કારણહાર કીરતારે અરશની કુરશી ઉત્પન્ન કરીને, તે અરશ ઉપાડવા ફીરસ્તાઓને હુકમ કર્યો. ફીરસ્તાઓએ ઘણું બળ કર્યું, પણ તેઓ અરશને ઉપાડી શકયા નહી. મૌલાએ તે મલાએકોને એકવીશ બ્રહ્માંડ ઉપાડી લેવાની તાકાત બખશી, તોપણ તેઓ અરશને ઉપાડવા શકિતવાન થયા નહીં આખરે મૌલાએ મલાએકોને મજકુર બરકતદાર "સુબહાન લ્લાહ," ની દુઆ શીખવી. મલાએકો આ બુઝરગ દુઆ પડયા, અને તેની બરકત વડે, તેઓએ આસાનાથી અરશને ઉપાડી લીધું.

**"નાદે અલીયન, મઝહુરલ અજાએબ, તજદહુ ઔનન લકા, ફીન નવાએબ, કુલ્લો હુમ્મીન વ ગમ્મીન, સયંજલી, બ વિલાયતેકા યા અલીયો, યા અલીયો, યા અલી."**

"લા ફતા, ઇલ્લા અલી,
લા સૈફ, ઇલ્લા ઝુલફિકાર"

મજકુર "નાદે અલી" એ દુઆની બરકતથી ખૈબર જેવો અજીત કિલ્લો ફતેહ થયો હતો.

**"લા ઇલાહા, ઇલલ્લા, હુલ હૈયુલ કૈયુમ**
**લા ઇલાહા, ઇલલ્લા, હુલ મલકુલ હકકુલ મુબીન**
**લા ઇલાહા, ઇલલ્લા, હુલ મલકુલ હકકુલ યકીન**
**લા ઇલાહા, ઇલલ્લા, હુલ માલેકે યૌમિદ દીન**
**લા ઇલાહા, ઇલલ્લા, હુલ અલીયુલ અઝીમ**
**લા ઇલાહા, ઇલલ્લા હુલ હલીમુલ કરીમ**
**લા ઇલાહા, ઇલલ્લા હો, રબ્બે સમાવાતે સબઅ, વ રબ્બે અરઝીન સબઅ વ મારી હિન્ના, વ મા બૈન હુન્ના, વ રબ્બિલ અરશીલ અઝીમ."**

ઉપર વર્ણન થએલી ઘણીજ બુઝરગ દુઆઓ "ખાકે શફા"ની ક્રિયા વખતે પઢવામાં આવે છે. એ પાક દુઆની બરકતથી રૂહાની સ્વચ્છ થઇ જાય છે; અને, તેના ઉપર કોઇ જાતનો પાપનો મેલ રહેતો નથી રૂહાનીની બીમારી તથા મેલ દુર કરી નાંખવા માટે "આબે શફા" ઘણીજ ઉત્તમ વસ્તુ છે. હજરત મૌલા મુરતઝા અલી, હાજર ઇમામના દરની ખાક, સરવે રૂહાની બીમારીઓને નસાડી મુકે છે.

---

# કલામે શાએર.

૧ અકસીરસે ઝીયાદા હુએ, હૈદર કે દરકી ખાક
૨ હુએ ખાક, જીસકે સામને, ઇસ સીમો ઝરકી ખાક
૩ રૌનક ઉસકે પાસ હુએ, અકસીર કીમીઆ
૪ જીસ પાસ હૈગી, હૈદરે સફદર કે દરકી ખાક
૫ અલીકે દસ્તકી ખાકે શફા, અકસીરે અઅઝમ હુએ
૬ હુએ, સર ખમ, ખાકે અતહુર પર, હકીમોકા, તબીબોંકા
૭ હુએ, કીમીઆગરોંકા, અગર કીમીઆ પર, નાઝ
૮ તો, બુ તુરાબીઓંકા હુએ, ખાકે શફાપે, નાઝ

તરજુમો.

૧ હજરત મૌલા મુરતઝા અલીના દરની ખાક, કીમીઆની ખાક કરતાં વધારે અસરકારક છે.

૨ હઝરત મૌલા મુરતઝા અલીના દરની ખાકના પ્રમાણમાં સોનું અને રૂપું એ કિમતી ધાતુઓ, ખાક સમાન છે.

૩ તેની પાસે મોટો કીમીઓ છે.

૪ લડાઇઓની સફને તોડી નાખનાર, સાહેબે ઝુલફીકાર, મૌલા મુરતઝા અલીના દરની ખાક જેની પાસે હોય,

૫ હજરત મૌલા મુરતઝા અલીના દસ્ત મુબારકની ખાકે શફા, એ મોટા કીમીયા રૂપ છે.

૬ એ ખાક ઉપર, હકીમો તથા તબીઓના સર આજીજ છે.

૭ અગર કીમીઆગર લોક કીમીઆપર નાચે છે.

૮ તો, મૌલાના મુરીદો, "ખાકે શફા" એટલે ઘટપાટ, નીઆજ ઉપર લાડ કરે છે.

કીતાબ ( **અસલીયતે ખોજા.**)

આ કલજુગમાં સરવે તિરથનાં ઘર ખાલી થયાં છે, હવે હાજર ઇમામ મુરતઝા અલી તથા "ગુર ગત ગંગા" એ તિરથો સિવાય, બીજું કોઇ તિરથ બાકી રહ્યું નથી.

---

# કલામે પીર.

**સતગુર કહેરે, ગંગા તીરથ બહુ ફળે**
**અને તીરથમાં તીરથ, સતગુર પીર**
**એ તીરથથી અલગા રહીઆ,**
**તેનું ફોકટ કહાવે નીરરે, ભાઈ, ફોકટ કહાવે નીર**

ઇનસાન, દેવ, ઇમામો, ઔલીઆ, અંબીઆ વગેરે સરવેની રૂહાનીઓને ખાકી જીસમ સાથે કાંઇ સંબંધ નથી. રૂહાનીઓ આકાશી છે, અને જીસમ, ખાકી દુનીયાઇ છે. માટે હાજર ઇમામ રૂપી જાગતી જોત, તથા ગત ગંગાનો પ્રવાહ એજ ખરૂ તીરથ છે.

# કલામે પીર.

જીરે વીરા, જીવડો આકાશી, તેજો પીંઢડો, હો પૈયાલ
એ તો જીવને પીંડ કે. આપણ કેસા, હોજી, ઓજી

આ ઉપરથી સાબીત થાય છે કે મરવા પછી મારૂં જીસમ ફલાણી પાક તિરથ સ્થાને દફન થાય, તો મને જન્નત મળે, એવી આરજુ તદન વૃથા છે. રૂહાની આકાશી છે' તેને મૌલા તેના કર્યાં કર્તવ્ય પ્રમાણે જગા આપે છે, બાકી માટીનું જીસમને, ગમે ત્યાં દફન કરવામાં આવે, તે સાથે રૂહાનીને કાંઇપણ નીસબત નથી

રોજે અઝલને દીવસે "અલસ્ત" નો કરાર રૂહાનીઓ સાથે થયો હતો, માટીના જીસમ સાથે કોઈ જાતનો કરાર થએલ નથી. ઘણા દયાવંતા, શીલવંતા, ધરમી, દીનદારોના મરણ દરીઆના પાણીમાં, અથવા જંગલ, અરણ્ય, પહાડો અને મેદાનમાં બની જાય છે. આવી જગ્યા ઉપર તેઓના સ્થુળ જીસમની માટી, પાણીમાં ડુબી જાય છે, અથવા, માછલાં, કાગડા, ગીધ, કુતરાં વગેરે હલકી પ્રકારનાં પ્રાણીઓ માટીનો ભક્ષ કરી જાય છે. કોઈનું મરણ આગમાં બળી જવાથી નીપજે છે, ત્યારે તેનું ખાકી જીસમ બળીને ખાક થઈ જાય છે. ખાકી જીસમ વિષે, હમ ગમ રાખવો વાજબી નથી. હકીકતી દીન સતપંથમાં આપણી રૂહાનીની ફીકર રાખવી સજાવાર છે. હકીકતી સતપંથી દીનદારોએ બની શકતાં સુધી, હમેશાં ગુર ગત ગંગ તીરથમાં સ્નાન કરી, પોતાની રૂહાનીને સાફ રાખવાની ખાસ ફરજ છે.

# કલામે પીર.

યા શાહજી, મોમન થઈને ધરમ શાળાએ, ન આવે
અને ગત માંહે હાલ ન ગુજારેજી

હાથ પગ તેના વાઢી નાંખશે,
પછી, ઓહોત કરે તે પુકાર, હરી

---

# ફરમાન મુબારક.



હક મૌલાના સુલતાન મહમદશાહ દાતાર, હાદીયુલ મહદી, સાહેબુલ અમર, હાજર ઈમામે પોતાના પાક ફરમાન મુબારકમાં ફરમાવ્યું છે કે, ખુદાવંદ તાલાની ઈબાદત, બંદગી કરવા સારૂ, જમાતખાનામાં જાઓ. તમારા ઘરમાં બેસીને ઇબાદત બંદગી કરશો, તોપણ, તમોને સવાબ મલશે, પણ ફકત તમોને તમારી એકલાની ઈબાદતનું ફળ થશે. જમાતખાનામાં જઈ, ગત જમાત સાથે ઇબાદત બંદગી કરશો, તો જેટલા માણસો ત્યાં ઈબાદત કરવા આવ્યા હશે, તે સરવેની ઇબાદતમાંથી પણ તમોને ફળ મળશે. જે શખ્સ ગત ગંગાહના પ્રવાહમાં સ્નાન કરી, પોતાની રૂહાનીનો મેલ ઉતારી નાંખે છે, તેને કીઆમતના દીવસનો કાંઇ પણ ગમ નથી.

---

# કલામે પીર.

યા શાહજી, તીલ ધરમને હસ્તી પાપ
તે ગત મળીને ઉતારેજી
ગતના વચન શાહજી ન ઉથાપે
અને માહા દીનમાં ન પુછાએ હરી

ખુદાવંદ તાલાની ઇબાદત બંદગી કરવા ઉપરાંત, આપણા મનુષ્ય અવતારની બીજી ફરજ એ છે કે આપણા હમજાત દુઃખી લાચાર ભાઇઓને બની શકતી મદદ કરી, તેમનાં દુઃખ ઓછા કરવા કોશેશ કરવી.

મોમનનું અંતઃકરણ એ ખુદાવંદતાલાનું રેહેવાનું મકાન છે. ખુદાવંદતાલા ફરમાવે છે કે જમીન તથા આસમાન મને સમાવવાને પુરતાં નથી, છતાં પણ, મારા મોમનનું દીલ મને સમાવી લીએ છે.

# "કુલુબુલ મોઅમીનીન, અરશુલ અઝીમ."

જે શખ્સ ગરીબ મોમન દીનદારને દુઃખ તથા લાચારીની હાલતમાં બની શકતી મદદ કરે છે, તે ખરેખર પોતાના સરજનહાર પાક પરવરદીગારને ખુશી કરે છે. દુઃખમાં ગીરફતાર થએલા મોમન દીનદારનું અંતઃકરણ ઠંડુ થવાથી, ખુદાવંદતાલા રાજી થાય છે.

# કલામે પીર.

યા શાહજી, ગરીબ, અભીઆગત જોડજ કહીએ
અને કહીએ તે અમારી જોડજી
ગરીબ જાણી જે જીવ જમાડે
તે પહોંચે અમને આહાર હરી
યા શાહજી, ગરીબ માંહે રૂપ અમતાણું કહીએ
અને કહીએ તે ગુરજીની જોડજી
અનંત વિચારી, જે ગરીબ જમાડે
તે પોહોંચે અમને આહાર હરી

યા શાહજી, દસબંધી, સરબંધી શાહકું પીઆરી
તેથી ગરીબ જમાડોજી
ગરીબ તે જે કાંઈ નવ જાણે હરી
પરનારી સામું ન જોએ
હકીકતી દીન સતપંથમાં કોઇની નિંદા કરવી હરામ છે.

---

# કલામે પીર.

યા શાહજી, અંનત જ્ઞાન વિચારીને ચાલો
અને કરીઓ મન હુશીયારજી
મન હુશીયાર થઇ, તમે શાહને આરાધો
તો નિંદા ન કરશો લગાર હરી
યા શાહજી, એ નારી છે, સદાયે ધુતારી
જુગ કલપ માંહે જાણોજી
એ નારીને વશ, જે જીવ પડીઆ,
તે ખોઇ ગયા છે કમાઇ હરી
યા શાહજી, નિંદા કરશો, તો નરકી થાશો
અને રહેશો તે શાહથી દુર જી
અમારી તમારી કોઇની ન ચાલે
નિંદા એ નરક દુઆર હરી

# કલામે શાએર.

કીસીકી બદી કર ન તું એબ હુએ
દો આલમકા ખુદા, આલ મુલ ગૈબ હુએ
હકીકતી દીન સતપંથમાં ફીતનો ફીસાદ જગાડવો હરામ છે.

# કુરાને શરીફ, સુરે બકર.

આયત ૨૧૭-૨૦૫

અલ ફીતનતો અકબરો મીનલ કત્લે
વલ્લાહો, લા યુહીબ્બુલ ફસાદ

મતલબ.

ફીતનામા કતલ કરતાં વધારે પાપ છે, અને ખુદા ફસાદને ચાહતો નથી.

# કુરાને શરીફ, સુરે અઅરાફ,

આયત, ૫૬

લા તુફસેદુ ફીલ અરઝે, બઅદા ઈસલાહે હા

મતલબ.

પૃથ્વીમાં સુધારો થયા પછી, ફસાદ કરો નહીં.

# કુરાને શરીફ, સુરેબુરૂજ

આયત ૧૦

**ઈન્નલ લઝીના ફતનુલ મુઅમીનીના વલ મુઅમીનાતે,**
**સુમ્મા લમ યતૂબૂ, ફ લહુમ, અઝાબો જહન્નમ,**
**વ લહુમ અઝાબુલ હરીક,**

**મતલબ**

ખરેખર, જેઓએ મોમન પુરૂષો, અને મોમન સ્ત્રીઓને સંકટમાં નાંખ્યા છે, પછી પશ્ચાતાપ કર્યો નથી, તેઓને માટે, દોજખની સજા છે, અને તેઓને માટે, બળતી આગની શિક્ષા છે.

# કુરાને શરીફ સૂરે બકર

આયત, ૨૭

**યકતઉના મા, અમર લ્લાહો, અંય યુસલા વ**
**યુફસેદુના, ફીલ અરઝે, ઉલાએકા, હુમુલ ખાસેરૂન**

**મતલબ**

ખુદાવંદતાલાએ જે ચીજોને જોડવાનું ફરમાવ્યું છે, તેને જે તોડી નાંખે છે, અને જમીનમાં ફીસાદ કરે છે, તેઓ નુકસાન ખમશે.

# આગલી રીવાયત.

નબી મહમદ મુસ્તફા, જ્યારે મેઅરાજ જતા હતા, ત્યારે ચોથા આસમાન ઉપર, હજરત મૌલા મુરતઝાઅલીની તસવીર જોવાથી,

ફીરસ્તાઓને ખુલાસો પુછયો હતો. ચોથા આસમાન ઉપર મૌલાની તસવીર હોવાનો સબબ તથા ખુલાસો, જ્યારે ફીરસ્તાઓ આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાને કહી સંભળાવતા હતા, ત્યારે ફીરસ્તાઓની નજર જમીન તરફ હતી. આપણા અવ્વલ પીર, નબી મહમદ મુસ્તફાએ પુછયું, યા મલાએકો, તમે મારી સાથે વાતો કરતી વેળાએ જમીન તરફ શા માટે નજર કરો છો? મલાએકોએ જવાબ આપ્યો, યા મૌલા, આપ સાહેબ પાક પરવરદીગારના નુર, સતગુરૂ, પેગંબર છો, અમે અતરે આપના દીદાર કરીએ છીએ, અને જમીન ઉપર, અમીરૂલ મુઅમીનીન, ઇમામુલ મુત્તકીન, શાહ મૌલા મુરતઝા અલી, જાહેર અવતાર લઇને બીરાજે છે, તેથી અમારી નજર જમીન તરફ છે.

**સ્વામીનું મુખ જોતાં, પ્રાશ્ચિત સરવે જાય**
**ડગલે ડગલે ક્રોડ જગન ફળ થાય**

---

# હદીસ મુબારક

**મન રઆની, ફ કદ રઆ અલ્લાહ**
**મતલબ**

જેણે મારા દીદાર કીધા, તેણે ખુદાના દીદાર કીધા. અલી નબી શાહ પીર, હાજર ઇમામ મુરતઝા અલીના દીદાર, એ ખુદાવંદતાલાના દીદાર છે, અને તેઓની જીકર બંદગી, એજ ખુદાવંદતાલાની જીકર બંદગી છે.

# કલામે શાએર.

**જીસકી ઝબાંપે, નામ અલીકા મુદામ હુએ**
**વલ્લાહ, દો જહાંમે, વોહી નેકનામ હુએ**

ગોયા ફીરશ્તે કહેંગે, દેખ ઉસકો, કબ્રમેં
સોને દો ચેનસે, યેહ અલીકા ગુલામ હુએ

હકીકની દીન સતપંથની રીત એ છે કે, ગુરલોપી મહાપાપી, ધર્મ ભ્રષ્ટ, લોકોથી દુર રહેવું કારણ કે એવા લોકોથી દુર રહેવાથી, પ્રીતના પ્રીસાદથી બચાય છે, અને પોતાનું ઈમાન દીન ધરમ મુસ્તકીમ રહેછે.

---

## કિતાબે કરીમા.

---

શેખ સાદી
ઝ જાહેલ ગુરીઝંદેહ, ચુ તીર, બાશ
ન આમીખ્તેહ, ચુ શીકરો શીર, બાશ

મતલબ

દીનભ્રષ્ટ જાહેલ અજ્ઞાન લોકોથી તું દુર રહેજે. શાકર અને દુધ જેમ પોત પોતામાં મળીને એકજ મિશ્ર થઇ જાય છે, તેમ તું એવા લોકો સાથે મળીને મિશ્ર થઇ જતો નહીં.

---

## કલામે શાએર.

---

સાપનકે બચ્ચે સાપ, ઉસસે પ્યાર ન કીજીએ
દુશમનકો અખી બુઝકે, ઇતબાર ન કીજીએ

## કલામે કવિ.

જુઓ સાપની જાતની ટેવ એછે
રીઝે તો રમે, ને ખીજે તો ડસે છે
પુરા પ્રેમથી રાખીએ ઘેર પાળી
પડી ટેવ તેતો ટળે કેમ ટાળી

## કલામે મોલા.

બુરેથી નિત દુર ભાગો, સંગત ન કરો ઉસ સંગ
કાલી હાંડી કે પાસ બેઠીએ, તો કાલા લાગે રંગ

## કલામે કવિ

સંગત કીજે સાધકી, જો પુરે મનકી આસ
સંગત કીજે નીચકી, તો આઠો પહેર, ઉદાસ

ઉપર જણાવેલા સરવે મહાત્માઓના મત ઉપરથી સાબીત થાય છે કે, આપણા દીન ધરમથી ભ્રષ્ટ થએલો માણુસ અગર આપાણી સાથે સગા ભાઇ કરતાં પણ વધારે મિત્રાચારી રાખતો દેખાય, તો પણ તેનો ભરોસો કરવો નહીં. કોઈને કોઇ વખતે, પોતાનો દાવ સાંધી કરીને, આપણને આપણા વાહલા સત્ય દીનથી ફેરવવાની જાળ પાથરશે, અને દૈવયોગે, જો આપણે જરાપણ ગાફલ રહ્યા, તો આપણું દીન ઇમાન લુંટી લેશે. માટે, પેહેલાંથીજ ચેતીને, એવા દીન વિરોધીઓથી દુરજ રહેવામાં સલામતી છે.

# કુરાને શરીફ, સૂરે આલ ઈમરાન.

આયાત, ૧૦૬

યોમા, તબૈયજ્જો વુજુહુન, વ તસૌવદો વુજુહુન
ફ અમ્મલ લઝીનસ વદ્દત વુજુહુ હુમ
અ કફરતુમ, બઅદા ઇમાનેકુમ, ફ ઝુકુલ અઝાબા, બીમા,
કુન્તુમ તકફેરેન.

મતલબ

કીઆમતને દીવસે, કેટલાક શખ્સના ચેહેરા સફેદ થશે, અને કેટલાક શખ્સના ચેહેરા કાળા થશે જેઓના ચેહેરા કાળા થશે. તેમને કહેવામાં આવશે કે, અરે તમે ઇમાન લાવ્યા પછી, પાછા કાફર થયાં ? તમે કાફર થઇ ગયા, માટે તમે અઝાબ ચાખો.

મજકુર અમુલ્ય આયતે શરીફ પરથી, ખરો સાર ખેંચી લેવાની ખાસ જરૂર છે. ધર્મભ્રષ્ટ, દીન વિરોધીની જાળમાં ફસાઇને આપણે જો દીન ધરમથી ચુકી જઇને, બેદીન કાફર થઇ જઇએ, તો કીઆમતને દીવસે કાળા ચેહેરા સાથે ઉઠવું જોઈશે. માટે બેદીન લોકોથી હજારો કોશ દુર રહેવું.

ખુદાવંદતાલા દરેક બંદાના દીલની હાલત સારી પેઠે જાણે છે. અગર એક બંદો મોમન દીનદાર હોય, તેના દીલને પણ ખુદાવંદતાલા જાણી શકે છે અગર એક બંદો દીનભ્રષ્ટ કાફર હોય, તેના દીલને પણ ખુદાવંદે આલમીન સમજી શકે છે. અગર એક મોમન દીનદારના દીલમાં, એક અણુમાત્ર પણ શક ઉત્પન થાય, તોપણ ખુદાવંદતાલાં, બંદાના દીલની હાલત જાણી જાય છે જે લોકોની સંગત વડે,

આપણા દીન ધરમથી દીલ ફરી જવાનો સંભવ જરાપણ જણાતો હોય, તેવા લોકો સાથે દીલ બાંધવું નહીં.

---

# કલામે મૌલા.

**ખુદાવંદ દેખે દીલકું, ના દેખે સુરત ઔર લીબાસ**
**અતલસ પેહેના તો, કયા હુઆ, કયા હુવા, અગર પેહેના કીરબાસ**

ખુદાવંદતાલાનું નુર, અલી નબી અવતાર, હરેક ઇનસાનના દીલનો હાલ જાણે છે. એ મૌલા પોતાની ઇશ્વરી સત્તાથી, મરેલાને જીવતા કરવાની પણ કુદરત ધરાવે છે. મુલતાનના રાજાનો છોકરો, ગુજરી ગયો હતો, ત્યાં **મૌલાના શમ્સ** સાહેબ આવી પહોંચ્યા હતા. મુલતાનનો રાજા મૌલાના શમ્સ પાસે જઇને ઝાર બે ઝાર રડવા લાગ્યો, અને પોતાના વાહાલા ફરજંદને ને પાછો સજીવન કરી આપવા અરજ ગુજારી રાજાના કાલાવાલા તથા કાકલુદી ભરેલી ગીરીયા અરજ ઉપરથી, મૌલાના શમ્સને રહેમ આવી ગઇ. તેઓ બાદશાહી દરબારમાં પધાર્યા, અને હજરત ઇસા મસીહનું સ્વરૂપ ધારણ કર્યું.

---

# કલામે શાએર.



**હુબહુ બના ઇસા, ખુદ ઇસા આયા**
**દરબારને ઉઠકે, એકદમ, અદબ બજાયા**
**ઉઠ હુકમે ખુદાસે, તીન બાર, ફરમાયા**
**ના ઉઠા વોહ મુરદા, ઝબાન પર, વોહ લાયા**

ખુદાના હુકમનું નામ લેતાં પણ, જ્યારે બાદશાહના છોકરાનું **મુરદું સજીવન થયું નહીં,** ત્યારે મૌલાના શમ્સે ફરમાવ્યું

# "કુમ, બે ઈઝની"

## શબ્દાર્થ.

કુમ=ઉભો થા
બે=સાથે, થી, થકી
ઈઝની=મારો હુકમ
ઇઝન+ઇ=ઇઝની
ઇઝન=હુકમ
ઇ=મારો

મતલબ

"મારા હુકમથી ઉભો થા"

---

## કલામે શાએર



દેખા ઉસી મુરદેકો, ફીર "કુમ બે ઇઝની" ફરમાયા
હુવા વોહ જીંદાહ. ખુદાને અજબ તમાશા દીખલાયા
પકડ લીએ સર મસ્તકો વાંહી. મોલવીયોં ને ફરમાયા
યું કહેતા હોતા, કે ઉઠ હુકમે ખુદાસે હો ખડા
અઝ રૂએ શરા, તુમને કુફ્ર કા કલમા પડા
"કુમ બે ઇઝની" કયું કહા, દો દારપે ઉસકો ચડા

પીર શમ્સે ફરમાવ્યું કે "મારા હુકમથી ઉઠ" તે વખતે, તે બાદશાહનો છોકરો આળસ મરડીને ઉભો થયો. મોલવી લોકોને હકીકત સતપંથ દીનના ઇમામોના ખુદાઇ નુર સ્વરૂપ વિષે શનાખ્ત નહીં હોવાથી,

તેઓએ એક સલાહ કરીને કહ્યું કે, આ સરમસ્તે ખુદાવંદતાલાના હુકમની પરવા નહીં કરતાં, પોતાના હુકમથી મુરદાને સજીવન કર્યું, માટે તેના પર શરા તોડવાનો ગુનાહ લાજમ થાય છે. તે મોલવીઓએ એકમત થઇને ફતવો આપ્યો કે આ ગુનાહને માટે આ સરમસ્તના શરીરની ખાલ એટલે ચામડી જીવતે જીવતાં ઉતરડી નંખાવવી. જ્યારે મૌલાના શમ્સે મોલવીઓનો આ ફતવો સાંભળ્યો, ત્યારે તેઓએ પોતેજ પોતાના શરીરની ખાલ ઉતારી આપી

ખુદાવંદ તાલા નુર જહુર મૌલાના શમ્સને કોઈ પણ મુલતાનવાસી ખાણું ન આપે, એવો હુકમ કરવામાં આવ્યો. એક કસાઇએ ચોરી છુપીથી થોડુંક માંસ આપ્યું, ત્યારે કોઇએ આગ ન આપી, કે જેના પર, માંસ પકાવીને ખાવામાં આવે.

---

# કલામે શાએર.



કીના સવાલ બકર કસાબસે, દીના માસ તરસ ખાકે
લેકે પારચા ચલે જંગલમેં, કહને લગે, મુશફુરા કે
આઓ મેરે હમનામ, શમશતબરોઝ કહે ચીલ્લાકે
શમ્સ ઉતરકે સવા નેજેપે, હુએ હાજર આકે
મગજ જબ તપને લગે, કુલ આલમ ઓર જહાન
શાહને સર રખદીયા, સર મસ્તકે કદમોંપે આન

જયારે મૌલાના શમ્સને માંસ પકાવવા માટે, કોઇએ આગ ન આપી, ત્યારે તે મૌલાએ આસમાન ઉપરના શમ્સ એટલે સૂર્યને બોલાવ્યો. સૂર્ય સવા નેજાની ઉંચાઇએ થંભી રહ્યા, તેની ગરમી વડે મૌલાના શમ્સ માંસ શેકીને આરોગ્યો સૂર્ય નીચે ઉતરી આવવાથી, ગરમીને લીધે, આખું

મુલતાન તપી ઉઠયું, અને શેહેરમાં પોકાર પડી ગઇ. મુલતાનનો બાદશાહ મૌલાના શમ્સની હુઝુરમાં આવ્યો, અને એ મૌલાના કદમ ઉપર, સર રાખીને સુર્યને અસલ સ્થાને મોકલવા અરજ ગુજારી પીર શમ્સે રહેમ કરીને, સૂર્યને આકાશમાં તેની અસલ જગ્યાએ રાખી આપ્યો આવા જાહેર મોઅજીજા ચમત્કાર છતાં, મૌલાના પીર શમ્સ ના નુરને સાધારણ આલમો સમજી શકયા નહીં, કારણ કે, તેઓને હકીકતી સતપંથ દીન ધરમનું જ્ઞાન નહીં હતું. આપણા પર ઉપકારી, માનવંતા બુઝરગ, પીર સદરદીન તથા નામવર પીર હુસન કબીરદીન સાહેબે આપણા પર દયા કરીને, આપણા ઇસમાઇલી શાસ્ત્ર મારફતે ખુદાવંદ તાલાના નુર, અલી નબીના જાનીશીન, ઇમામોનો ખુદાઇ મરતબો સમજાવી દીધો છે, તેથી જાહેર મોજીજા, ચમત્કાર કરવામાં આવે, કે ન આવે, તોપણ આપણે એ ખુદાવંદના નુરને સમજી તથા જોઇ શકીએ છીએ હકીકતી સતપંથી જાહેર મોજીજા ચમત્કાર જોવાની દરકાર રાખતો નથી. ઇનસાનનું તારણ કરી, તમને અસલ મકાને પહોંચાડવા, એજ હાજર ઇમામનું કર્ત્તવ્ય છે, એજ કારણને લીધે, તેઓ અવતાર લઇને દુનીઆમાં પધારેછે, અને એજ મૌલાના સૌથી ઉંચો અને ભારે મોજીજો ચમત્કાર છે.

---

## "હય્યે ઝીનદાહ."

### " કાયમ પાયા "

"મૌલાની જાત પાક હમેશાં જીવતી જાગતી જોત છે."
"એ મૌલાનુ વજુદ હમેશાં કાયમ રહેનારૂં છે."

## કલામે મૌલા અરબી.

અનલ લઝી, ઇન અમુત. લા અમુત

મતલબ

હજરત મૌલા મુરતઝા અલી ફરમાવેછે કે જો મારૂં સ્થુળ શરીર, મરણુને શરણુ થાય, તો પણુ હું મરતો નથી.

"હૈયાતુન નબી"

"હૈયાતુન અલી"

મતલબ

હજરત નબી મહુમદ મુસ્તફા, તથા હજરત મૌલા મુરતઝા અલી, એઓની જાત પાક, હમેશાં જીવતી અને કાયમ દાયમ છે.

"હુએ ઝીંદાહુ"

"કાયમ પાયા"

એ બે વાકયો, ફારસી તથા ઉરદુ ભાષામાં ખુદાવંદ તાલાની કાયમી સીફતનું વર્ણુન કરે છે. એ બંને બુઝરગ કલામોને લગતો ફકરો અરબી ભાષામાં પણુ છે.

લા ઇલાહા, ઇલલ્લાહ, હુવલ, હૈય્યુલ કૈયુમ"

"હૈયુલ, કૈયુલ"

એ ફકરામાં "હૈ" શબ્દનો અર્થ જીવતો થાય છે. એ શબ્દ "હુએ ઝીંદાહુ" નો અર્થ છે, "કૈયુમ" શબ્દનો અર્થ કાયમ રહેનાર કરીને થાય છે એ "કાયમ પાયા" નો અર્થ ધરાવે છે.

ખુદાવંદતાલાનુ પાક અવિચળ નુરે, ઇમામની મારફતે, અવતારે અવતારે, એટલે જોમે જોમે, કાયમ ચાલતું આવે છે, એ નુર હમેશાં જીવતું છે.

---

# કલામે પીર.



રે તુંઇ, અમર અલી અવતાર છે, અને આદ વિષ્ણુ પરમાણુ
આલે અમર નીપજે, સોઇ હરી પેછાન

# કલામે શાએર.



**મોલા, અલી, ઇમામ અલી, મીકતદા, અલી**
**દસ્તે ખુદા, અલી, હુએ, ઝમાને ખુદા, અલી**

હકીકતી સતપંથી દીનદારો આ દુનિઆમાં નિરંજન નિરાકાર ખુદાવંદતાલાને આખી સૃષ્ટિમાં, સર્વવ્યાપક ભરપુર સમજે છે, ઉપરાંત એમ પણ માને છે કે નિરંજન નિરાકાર હાલતમાં ખુદાવંદતાલા કોઇ ઇનસાનની મુક્તિ તથા હીદાયત કરી શકે નહી. નિરંજન કોની સાથે વાત કરે? ઇનસાનને શી રીતે નિરંજન હાલતમાં હિદાયત ફરમાવે. ઇનસાન સાકાર છે, તેને નિરાકાર હાલતમાં ખુદાવંદતાલા સાથે મેળાપ કરવાનું બની શકે નહીં. માટે ખુદાવંદ તાલાએ પોતાની હીકમતે કામેલાથી એ રસ્તો રાખેલો છે કે, આ દુનીઆમાં પોતાનું નુર ઇનસાન રૂપી જીસમમાં પ્રગટ કરીને, આ દુનીઆમાં પધારે છે, અને જીસમાની રૂપમાં સાકાર મનુષ્યો સાથે મળીને, તેમને હિદાયત ફરમાવે છે, અને ઇનસાનના રૂપમાંજ, ખલકતને જ્ઞાન આપી, તેઓને મુકિતના અધિકારી બનાવી, અસલ મકાને, પહોંચાડે છે. હકીકતી સતપંથ દીનની અજાણ, અલીને જાહેર રીતે ખુદા કરીને બોલતા નથી, તો પણ, તેઓનું દિલ, અલીની ખુદાઇ વિષે, સાક્ષી જરૂર આપે છે. મોટા મોટા આલીમ ફાઝીલ શાએરો પણ દીલમાં અલીની ખુદાઇ વિષે, એક મત છે, એવું તેઓના લખાણ ઉપરથી સાફ માલમ પડી આવે છે. જો કે તેઓ મોઢે ઇકરાર કરે કે નહીં, પણ તેઓનું દીલ, અલીની ખુદાઇ વિષે ગવાહી આપી રહ્યું છે. અને છેવટનો નિવેડો જબાન ઉપર આધાર રાખતો નથી. પણ દિલ ઉપર આધાર રાખે છે. સુરજને ઢાંકી રાખવા માટે જેટલા પ્રયત્ન કરવામાં આવે, તેટલા સર્વે ફોકટ જાય છે. આખર સૂર્ય વાદળાં

વગેરે સરવે આડે આવનારી વસ્તુને દુર કરીને પૂર્ણ તેજથી પ્રકાશી રહે છે, તેમ હજરત મૌલા મુરતઝા અલી, તથા હાજર ઇમામની ખુદાઇને ગમે તે રીતે ઢાંકી નાંખવા પ્રયત્નો કરવામાં આવે, તો પણ, સત્ય વસ્તુ છુપી શકતી નથી. એ મૌલાની ખુદાઇ આસમાન સૂરજ માફક, પૂર્ણ તેજથી પ્રકાશી નીકળે છે.

# કલામે શાએર.



જાહેર કીઆ હુએ, ગોકે, વોહ પરદેકી બાત હુએ
અંગુશતરી રસુલકી, કહો કીનકે હાથ હુએ
જો શાને કીબ્રીરીયાહુએ, વોહ અલીકી સીફાતહુએ
અબ આગે કયા લીખું, જો પરદેકા બાત હુએ

હકીકતી સતપંથ દીનમાં છેવટનું એ સમજવાનુ છે, કે હાલ જમાનામાં ખુદાવંદ તાલાનું અવતારી પાક અવિચળ નુર મુબારક, હાજર ઇમામ, હક મૌલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર, હાદીયુલ મહદી, સાહેબુલ અમર, ગતીઓ તારણહાર, અનંત કરોડી આધાર, ખુદાવંદ મુરતઝા અલીમાં જાહેર અને પ્રગટ, પ્રકાશી રહ્યું છે. હકીકતી સતપંથી દીનદારોએ એ મૌલા હાજર ઇમામની બેયત કરી, તેમનીજ ફરમાન બરદારીમાં રહેવું જોઇએ. ઈનશાઅલ્લાહ, જે હકીકતી દીનદાર એ હાજર ઇમામ, મૌલા મુરતઝા અલીને શરણે રહીને, તેઓના પાક ફરમાન પ્રમાણે ચાલશે, અને દુનિઆમાં નેક અમલ કરશે, તેના રૂહને જરૂર મુક્તિ મળશે, અને તે પોતાને અસલ મકાને પહોંચી, વાસલે હક થઇ જશે.

# કુરાને શરીફ, સુરે બકર.



આયાત. ૬૨

મન અમેલા સાલેહન, લા ખૌફુન, અલૈહીમ

વ લા હુમ યહુઝનુન

મતલબ

જે કોઇ સારાં અઅમાલ કરશે, તેના વાસ્તે કાંઇ પણ ધાસ્તી નથી, અને તેઓ કદી પણ ગમમાં ગીરફતાર થશે નહીં.

---

# કુરાને શરીફ, સૂરે બકર.



આયાત ૨૫

વ બશ્શારીલ લઝીના આમનુ, વ અમેલુસ સાલેહાતે

ઈન્ના લહુમ જન્ના તીન, તજરી મીન તહતેહલ

અનહારો, વહુમ, ફીહા, ખાલેદુન

મતલબ

જે લોકો પોતાના દીન ધરમ પર કાયમ રહી, ઈમાન રાખે છે, અને સારાં આમાલ કરે છે, તેમને માટે બેહેસ્તના બગીચા છે, જેમની નીચેથી, પાણીની નહેરો હમેશાં જારી છે. એવા ધરમી લોકો આવા સ્થળોમાં હમેશાં રહેશે.

# કુરાને શરીફ, સુરે ફજર.

આયાત ૨૭-૨૮

યા ઐયતુહન નફસુલ, મુતમઇન્ન તુરજીઇ
ઇલા રબ્બેકા, રાઝીયતન મરઝીયતન ફદખુલી
ફી ઈબાદી,

મતલબ

એ શાંતી પામેલા રૂહ, તું તારા પરવરદીગાર તરફ, ખુશ અને રાજી થઈને પાછો ફરજે. પછી તું મારા પવિત્ર બંદામાં દાખલ થજે.

# કલામે પીર સદરદીન.

એજી, અવ્વલ તુંહી, આખર તુંહી
તુંહી તું, સરજણુહાર —એભી
જાહેર તુંહી, બાતન તુંહી,
તુંહી તું, સાહેબ મેરા —એભી
હરદમ જીકર કરૂં ઈલાહી
એસા તું સાહેબ સાચા —એભી
જીસ કેરા સાહેબ હોવેભી ઐસા
ઉસેભી અદસા કેસા —એભી
સાતવે નેજે સુરજ આવશે
બો દીન કેમ કેમ હોસે, —એભી
ત્યારે, ભાઈ, ન બાપ, પુત્ર, ન ભાઈ
સતગુર આગલ હોસે —એભી
ગીનાન, અમી માહારસ, બોલ્યા ગુરસોહોદેવ
આગલ લેઓ વિચારી —એભી.

સમાપ્ત.

# ઈસ્માઈલી લીટરેચર સોસાઈટીની.

## કારોબારી કમીટી.

(૧) મુખી લાલજીભાઇ દેવરાજ—પ્રેસીડંટ

(૨) વીરજી પ્રેમજી પારપીઆ—ઓ. સેક્રેટરી

(૩) હાશમભાઇ બોધા માસ્તર—સુપરવાઇઝર

(૪) જુમાભાઇ કાશમભાઇ હાશમ

(૫) માવજીભાઇ હીરજી ઘી વાળા

(૬) કુરજીભાઈ મુળજી

(૭) ગુલામહુસેનભાઇ ભાણજી ચરબીવાળા

## ઇસમાઇલી લીટરેચર સોસાઇટીને અગાઉથી મદદ આપી ચુકેલા ગ્રહસ્થોનાં નામ.

### (એ.) પેટ્રન

| | રૂા. |
|---|---|
| (૧) મુખી લાલજીભાઇ દેવરાજ | ૨૫૦ |

### (બી.) વાઇસ પેટ્રન

| | |
|---|---|
| (૧) મુખી જમાલભાઇ અલીઆણુ વરધાવાળા | ૧૨૫ |

## (સી.) સપોર્ટ.

| | | |
|---|---|---|
| ૧ | શેઠ કાશમઅલી જેરાજભાઈ પીરભાઇ | ૧૦૦ |
| ૨ | વારસ, મામદભાઇ રહેમુભાઇ માવજી, ગુવાધરવાળા | ૫૦ |
| ૩ | શેઠ માવજીભાઇ હીરજી ઘી વાળા | ૫૦ |
| ૪ | શેઠ હાજી મહમદભાઈ રહીમભાઇ જેનુલ આબદીન | ૫૦ |
| ૫ | શેઠ જુમાભાઇ કાશમભાઇ હાશમ મેવા વાળા | ૫૦ |
| ૬ | વીરજી પ્રેમજી પારપીઆ | ૫૦ |
| ૭ | શેઠ નુરમામદભાઇ સોમજી, શેઠ કરીમભાઈ ઇબરાહીમ ના મીલ મેનેજર ઇંડોર | ૫૦ |
| ૮ | શેઠ જુમાભાઈ અલીભાઈ, સુરતવાલા વાદરા, દાંડા | ૫૦ |

## (ડી.) લાઇફ મેંમ્બરો.

| | | |
|---|---|---|
| (૧) | શેઠ કેશવજીભાઇ મહુમદ પોરબંદરવાળા | ૧૦ |
| (૨) | શેઠ સીવજીભાઇ હાજી | ૧૦ |
| (૩) | શેઠ ગુલામ હુસેનભાઇ ભાણુજી ચરબીવાળા | ૧૦ |
| (૪) | મુખી ઇભરામભાઇ પીરભાઇ થાણુવાળા | ૧૦ |
| (૫) | શેઠ નુરમહુમદ ભાઇ હબીબભાઈ નૈવાસા, આફ્રીકા | ૧૦ |
| (૬) | શેઠ કાનજીભાઇ નાનજી, કચ્છ નાગલપુર | ૧૦ |
| (૭) | શેઠ જાફર ભાઇ પીરાણી, છોલાબંદર, આફ્રિકા | ૧૦ |
| (૮) | શેઠ મામદભાઇ કુરજી, છોલા બંદર આફ્રિકા | ૧૦ |
| (૯) | શેઠ સાલેમહુમદભાઇ અલીભાઇ છોલાબંદર. આફ્રિકા | ૧૦ |
| (૧૦) | શેઠ હુબીબભાઇ કલ્યાણુ છોલા બંદર, આફ્રિકા | ૧૦ |
| (૧૧) | શેઠ કરસનભાઇ માંડણ, છોલા બંદર, આફ્રીકાની મારફને—ધારીવાળા | ૧૦ |
| (૧૨) | શેઠ વીરજીભાઇ અલારખીઆ, છોલાબંદર આફ્રિકા | ૧૦ |
| (૧૩) | શેઠ ફાજલભાઇ ખલફાન, ફાંગાની, આફ્રિકા | ૧૦ |

(૧૪) શેઠ મેરાલીભાઈ જીવા મૂળજી મોડપુરવાળા ૧૦
(૧૫) શેઠ અલીદીનાભાઈ જાફર પારૂ, જંગબાર ૧૦૧
(૧૬) શેઠ અબ્દુલરસુલ સોમજીની કંપની, ટાંગા ૧૦૧
(૧૭) મુખી મનજીભાઇ લાલજી, કચ્છ અંજારવાળા ૧૦૧
(૧૮) વારસ મોલેદીના ભાઇ મેઘજી કચ્છ મુંદરા ૧૦૧
(૧૯) કામડીઆ પુંજાભાઇ હરજી, મીજંગા, આફ્રીકા ૧૦
(૨૦) "ધી સેક્રેટરી પંજેભાઇ લાઇબ્રેરી જંગબાર ૧૦
(૨૧) શેઠ અલીભાઈ જાનમામદ એન્ડ કો રૂમીરૂટી, આફ્રિકા ૧૦
(૨૨) શેઠ કુરજીભાઈ મુળજી, મુંબઇ. કાંડીમોલા ૧૦
(૨૩) શેઠ રહેમતુલાભાઇ ધનજી દામજી, નૈવાસા ૧૦
(૨૪) શેઠ મેઘજીભાઇ ડોશા, જામ ખંભાળીઆ વાળા, મુમ્બાસ. ૧૦
(૨૫) શેઠ નુરમાંમદભાઇ લી મુમીઆસા ૧૦
(૨૬) શેઠ હસનઅલી ખલફાન, કુતીઆણા ૧૦
(૨૭) શેઠ વલીભાઇ જમાલ, મુમીઆસ ૧૦
(૨૮) શેઠ અલીભાઈ હાશમ જેરાજ, મુખી, ફાંગાની ૧૦
(૨૯) શેઠ જીવણભાઇ લાલજીની કંપની નૈરોબી ૧૦
(૩૦) શેઠ જમાલભાઇ જીવા એન્ડ સન્સ ૧૦
(૩૧) શેઠ એ. ઇસમાઈલભાઇ હાજીની કંપની ૧૦
(૩૨) શેઠ કાનજીભાઈ રહીમ ૧૦
(૩૩) શેઠ ફરઅલીભાઇ કરીમ સોનવાળા, મુંબઇ ૧૦
(૩૪) શેઠ હસનભાઈ લાલજીભાઈ દેવરાજ, ૧૦
(૩૫) શેઠ તારમામદભાઈ રવજી, ૧૦
(૩૬) શેઠ જાફરઅલી શેરઅલી, મુખી પીરભાઇ રહીમ ૧૦
(૩૭) શેઠ મનજીભાઇ ગુલામહુશેન, ગ્લાસવેર મરચંટ, મુંબઇ, ૧૫

(૩૮) શેઠ મુખી ફાજલભાઈ ગુલામહુશેન. માહીમ, ૧૫
(૩૯) શેઠ રહીમભાઇ ઈબરાહીમ કરીમ છત્રીવાળા, ૧૫
(૪૦) શેઠ મુખી અબદે રસુલભાઇ સોમજી ઢાંગા.
(૪૧) ,, મુખી આમદભાઈ નથુ કિસુમુ.
(૪૨) ,, કામડીઆ જીવાભાઈ જમાલ મુમીઆસ.
(૪૩) ,, મુખી કાનજીભાઇ વીરજી ,,
(૪૪) ,, કામડીઆ હાજીભાઇ મીઠા ,,
(૪૫) ,, ગુલામહુશેનભાઇ સચેદીના કિસુમુ
(૪૬) ,, જીવાભાઇ અલીભાઇ રહેમતુલા મઝવડી.
(૪૭) ,, પીરભાઇ અલીભાઇ મુમીઆસ

## એક પરચુરણ મદદ

(૧) { મુંબઇ શીઆ ઇમામી ઇસમાઈલી ખોજા જમાતના કામડીઆ શેઠ જાફરભાઈ પરધાન તરફથી } ૫ાા
(૨) મુખી લાલજીભાઇ દેવરાજ તરફથી ૨૫ાા
(૩) આફ્રિકાના ભાઇઓ તરફથી ૨

---

# જાહેર ખબર.

શીઆ ઇમામી ઈસમાઈલી દીનદારોની હજુરમાં જાહેર ખબર આપવામાં આવેછે કે આપણા પાક ઇસમાઇલી દીનને લગતાં, તથા નીતિ વિષય ઉપર, પુસ્તકો પ્રગટ કરી આપણા દીનભાઇઓને સસ્તી કિંમતે પુરાં પાડવા માટે મુંબઇમાં એક સંસ્થા એટલે ખાતું ઉઘાડવામાં આવ્યું છે આ ખાતાનું નામ,

# ઈસ્માઇલી લીટરેચર સોસાઇટી.

રાખવામાં આવ્યું છે એ ખાતાની કારોબારી કમીટી, પેટ્રન, વાઇસ પેટ્રન, સપોરટરો, લાઇફ મેમ્બરો, વગેરે ગ્રહસ્થોનાં નામ આ જાહેર ખબરની અગાઉ આપેલા લીસ્ટ પરથી જાણવાને બની શકશે, માટે અહીં ફરીથી લખવાની જરૂર નથી.

આ સોસાઇટી ઇસમાઈલી ગ્રંથ કર્ત્તાઓને ઉત્તેજન આપવા માટે, તેઓના લખાણની મહત્વતા પ્રમાણે ઇનામ આપીને, ગ્રંથ કર્તાના નામ સાથે, પુસ્તકો પ્રગટ કરી આપે છે, અને તે પુસ્તકો સસ્તે ભાવે વેંચે છે. ગ્રંથકર્તાને પોતાને, પુસ્તક પ્રગટ કરવાના ખરચ, તથા પ્રેસ સંબંધ મેહેનતમાં ઉતારવાને બદલે, મજકુર સોસાઇટી, પોતેજ ખરચ તથા મેહેનત ઉપાડી લીએ છે. ધાર્મિક તથા નૈતિક વિષયો ઉપર સારૂં લખાણ કરી શકનારા ઇસમાઇલી વિદ્વાનોને, આ ખાતાનો લાભ લેવા, આમંત્રણ કરવામાં આવે છે.

એ સોસાઇટીને એકજ વખતે રૂ. ૫૦ પચાશની મદદ કરનારાને એ સોસાઈટીના સપોરટરો ગણવામાં આવે છે, અને આ સોસાઇટી તરફથી જે જે પુસ્તક બહાર પાડવામાં આવે છે, તેની બે બે નકલો, માન અરથે તેમને ભેટ આપવામાં આવે છે. દશ રૂપીઆની એકજ વખત મદદ કરનાર ગ્રહસ્થને લાઈફ મેંમ્બર ગણવામાં આવેછે, અને જે પુસ્તકો એ સોસાઇટી તરફથી બહાર પાડવામાં આવેછે, તેની એક એક નકલ માન અરથે, તેઓને ભેટ મોકલવામાં આવેછે, ભેટનો પોસ્ટ ખરચ, ધણી ધણીને માથેછે. આ સોસાઇટીના સપોરટર, અથવા લાઇફ મેંમ્બર થવા માટે અથવા બીજી બની શકતી મદદ આ સોસાઇટીને આપવા માટે શીઆ ઇમામી ઇસમાઇલી દીનદારોને અરજ કરવામાં આવેછે.

હાલ આ પુસ્તકની સાથે, "નિબંધ પ્રકાશ ભાગ બીજા" નું છાપવાનું કામ ચાલેછે, જે હવે પછી છપાઇને પૂરૂં થયાથી, સોસાઇટીનાં મેહેરબાન મદદગારોને ઇનાન તરીકે, અને બીજા ગ્રહસ્થો માટે, વેચાણ તરીકે આપવામાં આવશે. એ પુસ્તકની કિમત પાંચ આના રાખવામાં આવશે.

આ સોસાઇટી પાસે, હાલ નીચેનાં પુસ્તકો વેચવા માટે તૈયાર છે.

| | |
|---|---|
| **મકસદે હકીકત રૂ. ૦॥** | **નિબંધ પ્રકાશ ભા. બીજો રૂ.૦।~** |
| **ઝવાહરે હકીકત રૂ. ૦॥** | **સીલસીલે ઈમામત રૂ. ૦)=** |
| **નિબંધ પ્રકાશ ભા. ૧ રૂ. ૦।** | **જસદણ કેસ રૂ. ૦)=॥** |

મજકુર સરવે પુસ્તકો ધ્યાન દઇને વાંચવાથી, વાંચનારાઓને સંપૂર્ણ ખાતરી થશે કે, આ સોસાઇટીની કારોબારી કમીટી ફકત ધાર્મિક લાગણીથી, કેટલું સંતોષકારક કામ બજાવવા શકિતવાન થઇ છે.

આ સોસાઇટીની કારોબારી કમીટીને અનુભવ સાથે સાબીત થઇ ચુકયું છે કે, આપણા વહાલા દીનનું શિક્ષણ નાનપણમાં, હાસલ કરવા માટે શીઆ ઈમામી ઇસમાઈલી સ્કૂલો, સૌથી સરસ સાધન છે. આ સોસાઇટી શીઆ ઇમામી ઇસમાઇલી દીનબંધુઓને ખાસ સુચના કરવા પોતાની ફરજ સમજેછે કે, તેઓએ પોતાનાં નાનાં બચ્ચાંઓને, શીઆ ઇમામી ઇસમાઇલી સ્કૂલોમાં દીનનું શિક્ષણ લેવા માટે, મોકલવા, પુરતી કાળજી રાખવી.

મોટી ઉમરે પહોંચેલાઓ સ્કૂલમાં જઇને ત્યાં પોતાનો દીનનું શિક્ષણ લેવાનો લાભ લઈ શકતા નથી તેઓ, ધંધા વેપારમાં ગુંથાએલા હોવાથી, આ સોસાઇટી જેવાં ખાતાં, પોતાના ધર્મને લગતાં પુસ્તકો પ્રગટ કરી, સસ્તી કિમતે વેંચેછે તે મારફતે, પ્રગટ થતાં પુસ્તકો વાંચીને, દીન ધર્મનું શિક્ષણ

મજબૂત કરી શકેછે. મોટી ઉમરનાં માણસને દીનનું શિક્ષણ સમજાવવા સારૂ, આ સોસાઇટી જેવાં ખાતાની ખાસ જરૂર છે, અને એવાં ખાતાને મદદ આપીને, નિભાવવા દરેક ઇસમાઇલી દીનદારોને અરજ કરવામાં આવેછે.

વીરજી પ્રેમજી પારપીઆ

ઓ. સેક્રેટરી.

ઇસમાઇલી લીટરેચર સોસાઇટી

ઠેકાણું સિંધી પ્રિંટીંગ પ્રેસ, પાલખી મોહોલો.

પોસ્ટ નંબર ૯, મુંબઇ.



# શુદ્ધિ પત્રક.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૫ | અલી | અલીકી |
| ૪૦ | ૪ | મુરતઝા | મુરતઝાઅલી |
| ૫૨ | ૧૬ | હેશે | રહેશે |
| ૬૪ | ૧ | મૌલા | મોલા |
| ૬૪ | ૬૪ | સરવોજી | સરેવોજી |
| ૭૫ | ૧૪ | અાવ્યો | આવ્યો |
| ૭૬ | ૧૮ | આદિ | આદ |
| ૭૭ | ૧૪ | ફરસ | ફારસ |
| ૭૮ | ૨૩ | બોલાવા | બોલવા |
| ૭૮ | ૨૫ | પાછા | પાછો |
| ૭૯ | ૨ | મોલ | મોલા |
| ૭૯ | ૩ | કેદી | કેવી |
| ૮૭ | ૫ | પછમે | પાછમે |
| ૯૩ | ૨ | વલ્લદ | વલ્લાદ |
| ૯૪ | ૧૩ | તમજ | તેમજ |
| ૯૫ | ૧૪ | મુરતઅલી | મુરતઝા |
| ૯૫ | ૧૮ | મુસઝા | મુરતઝા |
| ૯૭ | ૮ | ઓર | આેાર |
| ૯૮ | ૯ | હુમા | હુવા |
| ૧૦૫ | ૯ | લગાડીરે | લગડીરે |
| ૧૦૯ | ૧૭ | મુસ્તકીય | મુસ્તકીમ |
| ૧૧૨ | ૩ | મુબારક | મુરદ્દાર |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૨ | ૨૦ | ફરેલ | ફરેબમાં |
| ૧૧૩ | ૧૦ | શરૂ | શરૂઆત |
| ૧૧૩ | ૧૦ | અને | ૦ |
| ૧૧૮ | ૧૧ | ત | તે |
| ૧૧૮ | ૧૮ | કાકા | ઠાકાઇ |
| ૧૧૯ | ૧૭ | ઇભને | ઇબને |
| ૧૨૫ | ૪ | તેત્રીશ | છત્રીશ |
| ૧૨૫ | ૪ | ક્રોઠ | ક્રોડ |
| ૧૨૬ | ૧ | રાજ્યો | રાન્યો |
| ૧૨૭ | ૧૩ | ઇલને | ઇબને |
| ૧૨૯ | ૧૩ | ખ્રીસતા | ખ્રીસતી |
| ૧૩૫ | ૧૮ | ગંગ | ગંગા |
| ૧૫૬ | ૧૩ | લી | વલી |
| ૧૫૬ | ૨૧ | ફરઅલીભાઇ | સફરઅલીભાઇ |

---